મઝેદાર કહાણીમાલા ● પુસ્તક : પહેલું

# વિનુ

[વિનુ વિલાયતીના વિવિધ અને વટદાર પરાક્રમો વાળી સળંગ અને સચિત્ર મઝેદાર કહાણી.]


લેખક

નવલકાન્ત નેમચંદ ભાવસાર

બી. એસસી., એફ. આર. એચ. એસ. (લંડન)


સંપાદક

નાગરદાસ ઇ. પટેલ

ચિત્રકાર

જગમોહન મીસ્ત્રી


બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબઇ ૨

# પ્રસ્તાવના



એક તોફાની પણ બુદ્ધિશાળી કિશોરનો પરિચય અશોક બાલપુસ્તકમાળામાટે મેં 'ગાંડિયો' લખીને કરાવ્યો હતો. એનાં પરાક્રમો કિશોરમિત્રોને ખૂબખૂબ ગમ્યાં હતાં અને એના જેવા તોફાની, સુશીલ, શાણા તેમજ ચકોર કિશોરોનાં પરાક્રમોનું આલેખન કરવા મારી પાસે અનેક માગણીઓ થઇ હતી.

એ દરમિયાન શ્રી. નાગરદાસભાઇએ એ પ્રકારના દેશ વિદેશના વિપુલ સાહિત્યનો મને સુંદર પરિચય કરાવ્યો.

એક શિક્ષણસંસ્થાના આચાર્ય તરીકેની છેલ્લા દોઢેક દાયકાની મારી કામગિરિ દરમિયાન કેટલાક તોફાની છતાં બુદ્ધિશાળી અને સુશીલ તેમજ ચકોર કિશોરોનાં અવનવાં અને રમૂજ પમાડે એવાં પરાક્રમો જોવા, જાણવા ને સાંભળવાના અવનવા પ્રસંગો મને પ્રાપ્ત થયા.

એ રીતના અભ્યાસ, નિરીક્ષણ અને ચિંતનને પરિણામે 'વિનુ'નું સર્જન થયું છે. એનાં પરાક્રમો મેં મારી ઢબે રજૂ કર્યાં છે અને શ્રી. જગમોહન મીસ્ત્રીએ એને અનુરૂપ ચિત્રોની સજાવટ કરી છે.

'વિનુ' તોફાની છતાં ચાલાક કિશોર છે અને એનાં પરાક્રમો કિશોરજગતને મઝેદાર કહાણી પૂરી પાડશે એવી આશા છે.

નવલકાન્ત ભાવસાર



અ નુ ક્ર મ





: હવે પછી :

બાબુ. લીલી. નાનુ. લાલો

: વ ગે રે :



# વિનુ



## પરિચય

'વિનુ વિલાતી' પરિચય કરવા જેવો બાળક હતો. 'વિલાતી' એની અટક હતી. ગામડા ગામના એક ગૃહસ્થ આફ્રિકા ખાતે વેપાર કરતા હતા. તેમનું એ ફરજંદ. એનું નામ વિનયકાન્ત.

આફ્રિકા ખાતે જન્મેલ વિનુ વિચિત્ર બાળક હતો. ગામના લોકોને મન પોતાના ગામ બહારના જેટલા દેશ તે બધા યે વિલાયત. પછી ભલેને તે યુરોપ હોય કે આફ્રિકા. આ હિસાબે વિનુના પિતા પ્રમોદરાય વિલાતી કરીને બોલાવતા અને પ્રમોદરાય, જેણે બાપ જન્મારે વિલાયતનાં દર્શન કર્યાં ન હતાં તે 'વિલાતી' અટક ધારણ કરી ફૂલ્યા સમાતા ન હતા.

એ વિનુનો હું આજે પરિચય આપુ છું. વિનુના અંગત સંબંધી લોકો પૈકી ઘણાખરા વિનુને 'વંઠેલ વિનુ'ના નામેજ બોલાવતા. વિનુનો જાતિ સ્વભાવ પણ ટીખળ કરવાનો હતો તેથી એણે પોતાની આગલી અટક વંઠેલ અને પાછલી અટક વિલાતી મેળવી પોતાની જાતને 'વંઠેલ વિનુ વિલાતી' કહેતો. પ્રમોદરાય એમ તો લહેરી લાલા હતા પણ પિતા તરીકે વિનુ તરફ જરા વધુ કડક રહેતા હતા. તેઓ માનતા હતા કે બાળકને ધાકમાં ન રાખીયે અને ખોટાં લાડ લડાવીએ તો તે વંઠી જાય.

વિનુની બા બકુલા ઘણી પ્રેમાળ માતા હતી. બકુલાના પોતાના સૌથી નાના પુત્ર વિનુ પર ચારે હાથ હતા અને તેથી વિનુનાં બધાં તોફાન એ સહન કરી લેતી એટલુંજ નહિ પણ વિનુને લાડ પણ લડાવતી. એને લીધે વિનુ પોતાની બા આગળ 'મેં તેરી ગૈયા' જેવો શાંત અને સરળ બની જતો. વિનુનો મોટો ભાઇ મનુ હતો. વિનુ અને મનુને બારમો ચંદ્રમા હતો. મનુ કુમાર કોલેજમાં અભ્યાસ કરતો અને તેથી એ ઇસ્કી લાલાને વિનુ જેવા ભાઇના મોટાભાઇ થવું ગમતું નહતું. તે વિનુનો પડછાયો પણ સહન કરતો નહિ અને તેને

હડહડ કરતો.

વિનુને એક બ્હેન પણ હતી. બ્હેનનું નામ હતું વનલીલા અને તે હાઇસ્કૂલમાં ભણતી હતી.



વિનુ તરફ એને ખાસ વહાલ તો હતું નહિ પણ કોઇ વખત કાંઇ કામ કઢાવી લેવા પૂરતી એ પોતાના નાનાભાઇ તરફ ખૂબ વહાલ બતાવતી હતી.

વિનુ પોતાના કુટુંબનાં બધાં માણસોની પ્રકૃતિ સારી રીતે પીછાની ગયો હતો. અને તેથી તે 'સમે વર્તે સાવધાન' નું સૂત્ર હંમેશાં યાદ રાખતો અને તે પ્રમાણે વર્તન કરતો.

હવે વિનુની વાત! વિનુ દશ વર્ષથી મોટો પણ બારની અંદરનો બાળક હતો. એના જેટલી

ઉમરના કેટલાય વિદ્યાર્થીઓ હાઇસ્કૂલના ઉંબરે પહોંચી ગયા હતા. ત્યારે એ પોતે હજી અંગ્રેજી પહેલી ચોપડીના ચક્કરમાંથી જ છૂટ્યો ન હતો. એમાં એનો પોતાનો તો કાંઇજ વાંક ન હતો એમ એ પ્રમાણીકપણે માનતો હતો. વાંક બધો હતો એના પરિક્ષકોનો! એ હંમેશાં પોતાના પિતાને કહેતો કે એણે પોતે તો બધા જ પ્રશ્નપત્રોના ઉત્તર સુંદર રીતે આપ્યા હતા પણ પરિક્ષકો ઊંધાં ચસ્માંથી જુએ તેથી એનું લખેલું બધુંજ એમને અવળું દેખાય. પેલા તદ્દન અણઘડ દેખાતા યશવંતને હંમેશા પહેલા નંબરે પાસ કરે ને એને બાર રાખીને નપાસ કરે.

પ્રમોદરાયનો વેપાર આફ્રિકામાં હતો અને ત્યાંનો બધો જ વહેવાર અંગ્રેજીમાં એટલે ન છૂટકે પણ વિનુને તેઓ નિભાવી લેતા અને તેને કહેતા 'કાંઇ નહિ ભાઇ! ફરીવાર પ્રયત્ન કરજે.'

વિનુને તો એવુંજ જોઇતું હતું. એમ એ ઉતાવળે ઉતાવળે બધો અભ્યાસ પૂરો કરી નાખે તો તો પછી એના વિદ્યાર્થી જીવનથી પૂર્ણાહુતિ થાય અને ન એને ધારી રમત રમવા દે કે ગમે ત્યાં અને ગમે તેમ, અરે ગમે તે વખતે રખડવા દે!

☆

## ગ્રીષ્મ શિબિર

વિનુને વેકેશનની રજાઓ પડી હતી. વેકેશનમાં શું કરવું એ પ્રશ્ન વિનુને મુંઝવતો હતો. એના લંગોટીયા ભાઇબંધોની એને સોબત હોત તો તો એમનાં ફળદ્રુપ ભેજાંમાંથી કાંઇ ને કાંઇ તુક્કા નીકળી આવત પણ એકલે હાથે કાંઇ તાળી પડે! વિનુનો જાનેજીગર દોસ્ત દિલીપ મોસાળમાં મઝા માણવા ઉપડયો હતો. બીજો મિત્ર મુકુંદ એના પિતા સાથે હવા ફેર માટે આબુ ગયો હતો અને એનો ત્રીજો સાથીદાર શરદ ડુમસના દરિયા કિનારે એના દાદા સાથે રહેવા ગયો હતો. આ રીતે વિનુ એકલો પડ્યો હતો. એકલા એકલા એની પોતાની જૂની રમતો રમતાં રમતાં પણ એ થાકયો હતો ને કંટાળી ગયો હતો. વેકેશન

પણ છ અઠવાડિયાં સુધીની હતી અને તેથી એ ઉનાળાના લાંબા દિવસોની રજા કાંઇ પણ પ્રવૃત્તિ વિના પસાર પણ કેવી રીતે થાય? વિનુ વિચારમાં પડી ગયો.

બે ચાર દિવસ માંડ આમ એકાંતવાસમાં ગયા હશે ત્યાં એક દિવસે સવારના પહોરની લટાર મારવા વિનુ નીકળ્યો હતો ત્યારે એની નજર પશા પટેલના આંબાવડિયા તરફ ગઇ અને એ આશ્ચર્યચકિત બની ગયો. છાનામાના ચોરી છૂપીથી આંબા ઉપર ચઢી કેરીઓ તોડીને ખાવાની એક માત્ર એની પ્રવૃત્તિ ઉપર પણ તરાપ પડી હતી. આંબાવડિયામાં ગ્રીષ્મ શિબિરના તંબુઓ ઠોકાતા હતા. વાડીના દરવાજા પર મોટા મરોડદાર અક્ષરોમાં 'ગ્રીષ્મશિબિર'નું પાટિયું લટકતું હતું. વિનુની કુતૂહલ વૃત્તિને કાંઇક કામ મળી ગયું અને એણે આ નવું શું છે તે જાણવા માટે તૈયારી કરી.

ચડ્ડીના ખીસ્સામાં હાથ ઘાલી ટહેલતો ટહલતો એ દરવાજામાં થઇ વાડીમાં દાખલ થયો ત્યાં થોડે દૂર એની નજર એક સુકલકડી યુવાન પર પડી. એ સુકલકડી કાયાવાળો યુવાન સ્ત્રીઓ

જેવા તીણા સ્વરે સુચનાઓ આપતો હતો અને મજૂરો તે પ્રમાણે કામ કરતા હતા. વિનુના મગજમાં



આ ક્ષુદ્ર માનવપ્રાણી પવનના સપાટામાં ઊડી તો નહિ જાય એવો તુકકો આવ્યો અને એના ચહેરા પર હાસ્ય પથરાયું. તેવામાં જ પેલા યુવાનની નજર વિનુ પર પડતાં જ એ તડુકયો, ' એ છોકરા! અહિં શું કરે છે? ચાલ બહાર ચાલવા માંડ.'

અને વિનુને નાઇલાજે પાછાં પગલાં ભરવાં પડયાં પણ એણે નિશ્ચય કર્યો હતો કે શું થાય છે તે જોવું. તેથી એણે થોડે દૂર મુકામ નાખ્યો અને

ત્યાંથી તંબુઓની રચના જોવા લાગ્યો. દિવસ ધીમે ધીમે વધતો જતો હતો અને શિબિરના તંબુઓ પણ ઝડપભેર ઉભા થયે જતા હતા. બપોરનો વખત થયો અને વિનુના પેટમાં બિલાડાં બોલવા લાગ્યાં ત્યારે પળવાર તો એને પોતાના પેટ પર ગુસ્સો આવ્યો કે સવારના બાએ ચા ને નાસ્તો આપ્યો હતો તે ઉપરાંત છાનામાના રસોડામાંથી હાથ માર્યો હતો છતાં પેટ ખાલી કેમ થઇ ગયું! પણ એમ કાંઇ ભૂખ્યા પેટે રહેવાય નહિ તેથી એ ઘેર આવ્યો.

બધાની નવાઇ વચ્ચે તદ્દન શાંતિથી અને ડાહી ડમરી રીતે એણે જમી લીધું. દરરોજ તો જમતી વખતે પણ એ કાંઇક ટીખળ કર્યા સિવાય રહેતો નહિં. વિનુના બાપાને પણ લાગ્યું કે આજે વિનુ કાંઇક વિચારમાં છે. જમીને વિનુએ કહ્યું: 'બા! બપોરનો વખત છે તે હું મારા ઓરડામાં સૂઇ જાઉં છું.'

આ સાંભળતાં જ બકુલાને લાગ્યું કે કોઇ જાદુઇ લાકડીથી વિનુ ખરેખર ડાહ્યો જ બની ગયો છે અને તેથી એ પણ કામકાજથી પરવારી પોતાના ઓરડામાં ગઇ અને ભરતકામ લઇને બેઠી. પ્રમોદરાય પલંગમાં આડે પડખે થયા. મનુ

અને વનલીલા બન્ને પોતપોતાના મિત્રોની ચર્ચામાં પડ્યાં. થોડીવાર શાંતિ સ્થાપાએલી જોઇને વિનુને થયું કે 'લાઇન ક્લીઅર' છે એટલે એણે દબાતે પગલે દાદર ઉતરી પશા પટેલની વાડી તરફ પગલાં પાડયાં. બધા તંબુઓ ઉભા થઇ ગયા હતા અને મજૂરો ચાલ્યા ગયા હતા. દરવાજા પર એક સુચના ચોઢવામાં આવી કે 'ગ્રીષ્મ શિબિરમાં પ્રવેશ માટે મંત્રી માર્કંડરાયને પહેલા તંબુમાં મળો.'

વિનુ એક બાજુએ વાડીમાં શું થાય છે, કોણુ આવે છે ને કોણુ જાય છે તેની તપાસ રાખતો ઊભો. થોડીવાર થઇ ન થઇ ત્યાં તો વાડીમાં ગામના જાણીતા વેપારી વાડીલાલને દાખલ થતા જોયા અને તેમની પાછળ મજૂરણો ટોપલાઓ ભરીને અનાજ કરિયાણા સાથે દાખલ થઇ. પહેલા તંબુમાં આ બધું ગોઠવાયું અને વાડીલાલ રવાના થયા. એટલામાં ગામનો ગાંડિયો ઘાંચી તેલ લઇને આવ્યો. આવી રીતે શિબિરમાં ખાનપાનની ઘણી વસ્તુઓ આવી ગઇ.

આમ તકેદારી રાખતાં લગભગ ત્રણ ચારનો સુમાર થયો એટલે વિનુને ચા માટે ઘેર જવું પડ્યું. ઘેર ચા પીને એ તરત જ પોતાના સ્થાને હાજર થયો. એણે જોયું કે વાડીમાં સ્રીઓ અને પુરૂષો

હરેફરે છે અને સવારવાળો સુકલકડી યુવાન તેમને તેમના તંબુઓ બતાવે છે. વિનુને હવે લાગ્યું કે એની વેકેશન સાવ નકામી તો નહિજ જાય. એના અટક-ચાળા આ-ત્માને કાંઈક ને કાંઈક કા-મ જરૂર મ-ળી આવશે.



વાડીમાં ફરતા ટોળા-માં ખાસ આગળ પ-ડી આવતી કેટલીક વ્યક્તિ એ હતી. એક બૉબ્ડ વાળવાળી ફેશનેબલ ગુજરાતી બાળા હતી. તેણે પોતાની આંખે ચશ્માં ચઢાવ્યાં

હતાં અને ઉછળતી ચાલે—લગભગ દોડતી ચાલે આમથી તેમ ભમતી હતી. એની કલ્પના એમ હતી કે ગ્રીષ્મ શિબિરમાં એને આરામ મળશે. ઠંડાં પીણાંઓ અને સુંદર સ્વાદીષ્ટ ભોજન મળશે. એટલે જાહેરાત વાંચીને એ આવી હતી. વિનુની નજર એક અલમસ્ત બાઈ પર પડી અને એ પાડાની બહેન જેવી ભરાવદાર બાઈને જોતાં જ એને હસવું આવ્યું. મંત્રીના તંબુ આગળ આવીને એ માર્કંડરાયને કહેતી હતી કે: 'મહાશય, મારે મારૂં વજન ઘટાડવું છે અને તેથી હું અહિં આવી છું.'

એટલામાંજ એક મોટી ફાંદવાળા શેઠ દેખાયા. વારેવારે શેઠ ફાંદ પર હાથ ફેરવતા જતા હતા અને માર્કંડરાયને કહેતા હતા: 'માર્કંડરાય, મુંબાઈથી હું અહિં શિબિરમાં શા માટે આવ્યો છું તે ખબર છે? મને કબજિયાત રહે છે એટલે ડોકટરોએ મને સલાહ આપી છે કે ગામડામાં જઈને હવા ફેર કરો. તેથી તમને કહું છું કે મારા માટે તમારે ખાસ ખ્યાલ રાખવો પડશે. શાકભાજી હું તળેલાં ખાતો નથી. મને બાફેલાં શાકભાજી જોઈશે. જમતી વખતે મારે માટે ત્રણ ચાર જાતની ભાજીઓ અને

ફળો પણ જરૂરનાં છે અને જમતા પહેલાં મારે માટે એકાદ કપ ચા પણ જોઇશે જ.'

માર્કંડરાય તેમના તિણા સ્વરે અનેક માણસોને એકજ ઉત્તર આપતા હતા: 'હાજી, હાજી, હાજી.' અને એમના ચહેરા પર ચિંતાની વાદળી છવાતી હતી. ગ્રીષ્મ શિબિરમાં કેટલાંએ યુવક યુવતીઓ વેકેશન ગાળવા આવ્યાં હતાં અને તેઓ આવા નવીન ગ્રામજીવન જીવવાના શોખથી જ ખેંચાયાં હતાં. વિનુની નજર દૂર ઉભેલા પોતાના જેટલી જ ઉમરના એક બાળક પર પડી. તે બાળક રડતો રડતો પોતાના પિતાને કહેતો હતો: 'બાપાજી, કયારે ઘેર જઇશું? ચાલોને ઘેર.' થોડી થોડી વારે એ આજ પ્રશ્નો પુછતો હતો અને તેના બા અને બાપને મુંઝવતો હતો. આવા અનેક ચિત્ર વિચિત્ર ચવચવનો શંભુમેળો જોઇને વિનુને આનંદ થયો. એણે જોયું કે બધા પોતપોતાનું સમાલવામાં પડ્યા છે. એટલે ધીમે રહી એ દરવાજામાં દાખલ થયો અને ટોળામાં ભળી ગયો. 'મને સમજ પડતી નથી કે હું શા માટે આવી? મારે ખાવાનો ખોરાક વીટામીનવાળો જોઇશે.' પેલી જાડી બાઇ બડબડતી હતી.

અને પેલી બૉબ્ડ વાળવાળી યુવતી કહેતી હતી, 'મારા બાપ જન્મારે મેં ગામડું જોયું નથી. મારા મનને કે ત્યાં તો મઝા હશે. સુંદર ઝરણાંઓ, લીલાં કુંજાર વન ઉપવનો, કિલ્લોલ કરતાં પંખીઓ અને એવું એવું પેલા કવિઓ કહે છે તેવું હશે, પણ અહિં આવીને તો હું તદ્દન નિરાશ થઇ છું. અહિં હું શી પ્રવૃત્તિ કરી શકીશ તેજ મને સમજાતું નથી. કારણ કે દૂર દૂર સુધી નજર પડે ત્યાં લગી ઉજ્જડ ખેતરો સિવાય અહિં બળ્યું છે શું?'

વિનુએ આમ તેમ ભમીને જાણી લીધું કે આ પણ એક જાતનો તમાશો જ છે. બધા માણસો આકર્ષક જાહેરાત વાંચીને આવ્યા હતા અને આવ્યા પછી નિરાશ થયા હતા. એવામાંજ એણે એક અવાજ સાંભળ્યો. એણે જોયું તો માર્કંડરાયને એક મફલર વિંટાળેલો માણસ કહેતો હતો: 'એ મીસ્ટર! તમે જૂઓ છો કે મને કાયમ શરદી રહે છે તો પછી મને શીદને તંબુના બારણા આગળ જ ખાટલો આપ્યો છે! સુસવાતા વાયરાઓ ખાઇખાઇને હું વહેલો સ્વધામ પહોંચુ તેટલા માટે કે! અલબત્ત મારે સ્વચ્છ હવા તો જોઇએ જ પણ સ્વચ્છ હવા એટલે

સુસવાતા વાયરા નહિં. સમજ્યા મીસ્ટર! આ તંબુમાં હરાય ફરાય એટલી પણ જગ્યા કયાં છે?'

અને આમ જ્યાં ને ત્યાં બધાંના જ બડબડાટ ચાલુ હતા. એક શહેરી યુવતી બોલતી હતી: 'અહિં ખરીદી કરવા જવા માટે સારૂં બજાર પણ કયાં છે? મારાં પાવડર અને ક્રીમ ખલાસ થઇ જશે તો હું કરીશ શું?' બીજી એક યુવતી બડબડતી હતી: 'મુંબઇમાં રેશનનું અનાજ ખાઇ ખાઇને અકળાયા એટલે થયું કે ગામડામાં જઇએ પણ અહિં તો ખાંડનાં દેવાઇ ગયાં છે. મારે આઠ વખત દિવસમાં ચા જોઇએ છે તેનું શું?' અને આ બધા લોકોમાં આખલા જેવો એક અલમસ્ત માણસ લોકોને ધક્કા મારતો ફરતો હતો અને કહેતો હતો: 'કેવી મઝા! ખુલ્લું ભુરૂં સ્વચ્છ આકાશ! સુંદર હવા અને સ્વચ્છ દૂધ ઘી!'

અને આ બધી વ્યક્તિઓને સુઝે તેવા જવાબ આપતો મંત્રી માર્કંડરાય આમથી તેમ દોડતો હતો. અચાનક એની આંખ વિનુ પર પડી અને એણે અત્યાર સુધી સાચવી રાખેલો ગુસ્સો વિનુ પર ઠાલવી નાંખવા માંડયો: 'એ છોકરા! તને કેટલી વાર કહ્યું કે અહિંથી બહાર જા. કેમ જતો નથી?

બોલાવું જમાદારને ? જાય છે કે નહિ ' એમ કહીને



એ વિનુને મારવા માટે દોડ્યો પણ વિનુ છ પાંચ ગણી ગયો. કારણ કે વાડીથી થોડે જ દૂર પોલિસ જમાદાર દેખાતો હતો. વિનુ વાડીની બહાર નીકળ્યો એટલે પેલા પોલિસે પૂછ્યું: 'અલ્યા, આ બધા આહ કેમ ભેગા થયા છે? આટલા મોટા દેશમાં આજ ગામ તેમની નજરમાં આવ્યું !'

સાધારણ રીતે વિનુ અને જમાદાર જમાલ-મિયાંનો સંબંધ ઉંદર બિલાડી જેવો હતો, કારણ કે કેટલીયે વાર વિનુની ટોળીએ પોલિસનું અટક-ચાળું કર્યું હતું પણ આ વખતે તો બન્ને હમદર્દી

હતા. કારણુ કે બન્નેને પરદેશીઓનો પ્રવેશ ગમતો ન હતો. વિનુએ કહ્યું: 'પેલો સોટી જેવો ઉરાંગ ઉટાંગ કહે છે કે: 'અલ્યા, તું બહાર જા, નહિં તો પોલિસને કહીશ.'

'છી!' જમાદાર બોલ્યો. પણુ તરત જ વિનુનાં આગલાં પરાક્રમો એને યાદ આવતાં એ બોલ્યો: 'હા વિનુ, તું એ લોકોથી દૂર જ રહેજે. જોજે કાંઇ ટીખળ કરતો નહિ. આ વખતે તો નહિ છોડું. એવો ડંડાપાક જમાડીશ કે યાદ કર્યા કરીશ, બચ્ચા!'

'વારૂ' કહેતો વિનુ તેનાથી છૂટો પડ્યો અને જમવાનો વખત થયો હતો એટલે ઘર તરફ વળ્યો. ઘર તરફ વળતાં જ એની નજર એના કૂતરા મોતિયા પર પડી અને તેને જોતાં જ એ ગ્રીષ્મ શિબિર અને તેના મંત્રીને ભૂલી ગયો. મોતિયાની સાથે એ પોતાના અદૃશ્ય શિકારની શોધમાં પડ્યો!

બીજે દિવસે સવારે ચા નાસ્તો લઇ વિનુની સવારી પાછી વાડી તરફ ઉપડી. શિબિરમાં મોટી હીલચાલ ચાલુ હતી. કોઇ દાતણુપાણી કરતા હતા, કોઇ આમતેમ ટહેલતા હતા, કેટલાક ખુલ્લી હવામાં કસરત કરતા હતા તો કેટલાક હજી ખાટલામાં જ

પડ્યા પડ્યા ઘોરતા હતા. પણ એકાદ કલાક પછી તો દૂરના એક ખૂણામાં વિકેટો ગોઠવાઇ ગઇ અને શહેરીલાલાઓ ક્રિકેટ ખેલવા લાગી ગયા. આધેડ પુરૂષો અને સ્ત્રીઓ અંદર અંદર ચર્ચા કરતાં હતાં: 'કાલે શાક બળી ગયું હતું. પુરીઓ ઘીને બદલે તેલમાં તળેલી હતી. દૂધમાં પુરતી ખાંડ ન હતી અને ચટણી તો આપી જ ન હતી.' 'સ્વાસ્થ્ય માટે ખોરાક તો લેવોજ જોઇએ ને. ભૂખ્યા કાંઇ રહેવાય છે! અને આવો કચરો પેટમાં ઓરીને કરવું પણ શું?' વિગેરે.... એટલામાં જ પેલી ફેશનેબલ યુવતી વાડીમાં દાખલ થતાં જ બોલી ઉઠી: 'આખું ગામ ખુંદી વળી પણ મને લીપસ્ટીક મળી જ નહિ. હું પણ કેવી ભુલકણી કે ડ્રેસીંગ બૅગમાં તે મૂકવી જ ભુલી ગઇ?'

વિનુએ જોયું કે ગઇકાલવાળો છોકરો આજે પણ રડતા અવાજે કહેતો હતો: 'બાપા! ઘેર ચાલોને.' કારણ કે શિબિરમાં એના વિના બીજો એકે બાળક હતો નહિં એટલે આખો દિવસ એણે ખેલવું કુદવું પણ કોની સાથે? બીજી તરફ કેટલાકનો બડબડાટ ચાલતો હતો: 'અરે! આ તે કાંઇ જગા છે! આખી રાત ઊંઘ ન આવી. આખી રાત પવનના

સુસવાટા પર સુસવાટા આવે. નથી તંબુનું ઠેકાણું! ને નથી કાંઇ! વગેરે.'

માર્કંડરાય આમથી તેમ જોવા આવે તેવા આશ્વાસનના શબ્દો બોલી બધાને ટાઢા પાડવા પ્રયત્ન કરતો હતો અને કહેતો હતો: 'આપને સામેની ટેકરી પર સહેલ માટે જવું છે. એ વાત ખરી પણ તમારી સાથે કોણ આવે? એકલા જાવ ત્યારે ખરૂં. અરે બાઇસાહેબ, અહિંયાં કોઇ બૉબ્ડ હેર કાપનાર ક્યાંથી મળે!

'ચાલો વ્યાયામ કરવા કોણ આવે છે? ક્રિકેટના રસિયા કોણ કોણ છે? અરે! બેડમીંગ્ટનનો કોઇને શોખ છે ખરો કે? હા, બાઇસાહેબ, આપને માંકણ કરડે છે! બધાં બિછાનાં તડકે નાખવા નોકરને કહી દીધું છે. હું દીલગીર છું, બ્હેન! કે ચાંદનીમાં તમને બિલકુલ ચેન પડયું નહિં. કુદ-રતનો કાનુન કેમ તોડી શકાય? અને બાઇસાહેબ, તમારે રાતે શગડી જોઇએ છે તે નહિં બને, કારણ કે તમારા તંબુવાળા બધા તાપની બૂમ પાડે છે...' એવામાં અચાનક જ એની નજરે વિનુ વંઠેલ પડયો એટલે તરત જ એણે ત્રાડ પાડી: 'એ બદમાશ! જાય છે કે નહિં અહિંયાંથી?

જો ફરીવાર અહિં પગ મુકયો તો ટાંટિયોજ ભાંગી નાંખીશ. સમજ્યો!'

'વારૂ, વારૂ,' કહેતો વિનુ મક્કમ પગલે પાછો ફર્યો, અને થોડેક દૂર જઇને બોલ્યો: 'આવા વાનરવેડા કરવાને કે જોવાને કોણ નવરૂં છે?'

અને આ શબ્દોથી એ સુકલકડી કાયાના માનવીના મગજનો પારો સાતમા અસમાને ચઢી ગયો. એણે વિનુ તરફ પોતાની લાકડી છૂટી ફેંકી પણ વિનુએ ઘા ચુકવ્યો અને લાકડી ઉપાડીને ડિંગો બતાવતો અને ચાળા પાડતો ત્યાંથી દડબડ દડબડ દોડી ગયો.

બહાર આવીને વિનુએ વિચાર કર્યો કે ચાલો આજે ઠીક ગંમત પડી. પણ હવે જો એ શિબિરની પાસે પણ ફરકયો તો તો એનું આવીજ બન્યું, કારણ કે માર્કંડરાય જેમને એ માંકડા કહીને દૂરથી ચીડવતો હતો તે હવે એને છોડે એમ ન હતું. કદાચ એનાથી ન બને તો પેલા અલમસ્ત આખલા જેવા યુવાનને એની પાછળ મોકલે તો તો વિનુનાં હાડકાનો ચુરો જ થઇ જાયને? વિનુને હવે કાંઇ વધુ રસ પડે એવું જોવા જેવું ત્યાં રહ્યું પણ ન હતું. તેથી વધુ વખત ન ગુમાવતાં એણે ગામમાં

આંટા મારવા માટે પગલાં ભર્યાં. ગામના એક ખૂણે આવેલા એક ખાલી ઘરમાં—જ્યાં એની સરદારી નીચે અન્ય બાળકો ખેલકૂદ કરતાં ત્યાં—કોઇ નવીન રહેવા આવેલું જણાતું હતું. બારીએ પડદા ટીંગાતા હતા અને દરવાજા ઉપર પાટિયું ચોઢેલું હતું, 'આર્ય નિવાસ ગૃહ.' એ મકાનના બગીચામાં જ્યાં ઝાડ ઝાંખરાં ઉગી નીકળ્યાં હતાં ત્યાં બધુ સાફ સુફ કરેલું જણાતું હતું. વિનુ વિચારમાં પડી ગયો કે અહિં કોણ રહેવા આવ્યું હશે? એને વધારે વખત થોભવું ન પડયું કારણ કે સામેની બારીમાંથી એક છોકરી એના ચાળા પાડતી હતી. વિનુ પણ પોતાની અનોખી ઢબે સામા ચાળા પાડવા લાગ્યો અને આમ પહેલી દૃષ્ટેજ બન્ને મિત્રો બની ગયાં. વિનુએ ઇશારો કર્યો 'નીચે આવ' અને તરત જ વદન–પેલી છોકરીનું એ નામ હતું–ત્યાં દોડી આવી, અને વિનુને કહેવા લાગી, 'નમસ્તે' વિનુએ પણ એને 'નમસ્તે' કર્યાં.

'તું સરસ ચાળા પાડે છે! આવા સુંદર ચાળા પાડતાં તું ક્યાંથી શિખ્યો? મને નહિં શિખવે?' વદને પૂછ્યું.

'જરૂર શિખવીશ. પણ એના માટે ખુબ પ્રેક-

ટીસ કરવી પડશે. તારાથી થશે?' વિનુએ પૂછ્યું.

'અરે પણ તારૂં નામ શું છે? અને અહિંયા તું શું કરે છે?' પેલી છોકરી બોલી.



'મારૂ નામ વિનુ વિલાતી. હું આ ગામનો દાદો છું. અહિં જરા ટહેલવા નીકળ્યો હતો.' વિનુએ મૂછે તાવ દેતો હોય તેમ ચાળા પાડતાં કહ્યું.

'મારા મનમાં કે તું અમારી વીશીમાં રહેવા આવ્યો હશે.' વદને કાંઇક નિરાશા ભર્યે અવાજે કહ્યું.

'શું કહ્યું તેં, છોકરી?' વિનુએ નવાઇ પામતાં પૂછ્યું.

'વીશીમાં રહેવા માટે. કેમ કંઇ બહેરો છો

કેશું ? જો તારે રહેવું હશે તો હું બાને કહીને તારા માટે ઓછો ચાર્જ નકકી કરાવીશ. ચાલ, આવે છે?' વદને કહ્યું.

વિનુને વીશી શબ્દનો પ્રયોગ તદ્દન નવો હતો કારણ કે એના ગામમાં આવું કાંઇ અત્યાર સુધી ન હતું અને તેથી એ ફાટે ડોળે વદન સામે જોઇ રહ્યો. એટલે વદન બોલી ઉઠી, 'મૂર્ખ લાગે છે મૂર્ખ. આટલું સમજતો પણ નથી. તારા જેવો ડોસો મેં કયાંય જોયો નથી. એ સાંભળ. અમે–હું અને મારી બાએ–અહિં વીશી કાઢી છે. વીશીમાં લોકો જમવા આવશે તે અમને પૈસા આપશે અને અમારૂં ગુજરાન ચાલશે.' વળી થોડીવાર પછી નિરાશાભર્યા સુરે ઉમેર્યું, 'આજ સુધી અહિં કોઇ આવ્યું નથી. બાને પણ લાગે છે કે હવે કરવું શું ? અમારી વીશી સુંદર છે, બા ફક્કડ રસોઇ બનાવે છે, અને હું પીરસું છું. માળ પર રહેવાને માટે આલીશાન ઓરડાઓ છે. બધું સરસ છે.' ગોખી રાખેલી ઢબે વદન બોલી ગઇ.

વિનુએ ધીમે રહીને જવાબ આપ્યો: 'ના રે ! હું કાંઇ અહિંયાં રહેવા માટે આવ્યો નથી.'

'તો શું તું કોઇને અમારી વીશીમાં રહેવા તેડી નહિં લાવે? અહિંયાં ઘણાં માણસો વીશીમાં રહેવા માગતાં હશે. તું તો કેટલાંયને ઓળખતો હશે એટલે થોડા માણસને તેડી લાવને!' વદને આજીજી કરી.

'જોઇશ,' કહી વિનુએ ચાલવા માંડ્યું પણ વદન સહેલાઇથી એને છોડે તેમ ન હતી. તે બોલી: 'તો તું અમારે ત્યાં માણસોને લઇ આવે છે ને?'

વિનુએ કહ્યું: 'અહિંયાં તો સૌને પોતપોતાનાં ઘર છે. તારે ત્યાં તે કોણ રહેવા આવશે?' અને એણે ત્યાંથી ચાલતી પકડી પણ વદન તેને છોડે તેમ ક્યાં હતી.

'અરે ઉભો તો રહે. જો કોઇ તને મળે તો અમારી વીશીનાં આ કાર્ડ છે તે આપજે,' કહી થોડાં કાર્ડ વદને તેને આપ્યાં. કાર્ડના પર સુંદર અક્ષરોમાં છાપેલું હતું:

'આર્યનિવાસ ગૃહ.'

'જમવાની તેમજ રહેવાની ઉત્તમ સગવડ.'

'ભલે, આપીશ.' કહેતાં વિનુએ કાર્ડો ખીસ્સામાં નાખ્યા.

'હાં, પણ ઉભી રહે. તને કોઇ રમત બમત આવડે છે કે?'

'હો, હો. મને ઘણી રમતો આવડે છે.' વદને કહ્યું.

'ત્યારે તું મારી સાથે રમવા ક્યારે આવીશ ?' વિનુએ પૂછ્યું.

'બા રજા આપશે ત્યારે.' જવાબ મળ્યો.

'અહિં પાસે જ એક મઝાનું છે ત્યાં સંતા-કુકડી રમવા આવશે ?'

'સંતાકુકડીમાં કાંઇ બે જણ હોય તો મઝા પડે ?'

'ત્યારે કરવું શું ? મારા બધા મિત્રો બહાર ગામ ગયા છે.'

'તે તારા મિત્રો બહાર ગામ જવાને બદલે અમારા આર્યનિવાસ ગૃહમાં રહેવા આવ્યા હોત તો!'

'અહિંયાં તો એમનાં ઘર છે, પણ ચાલને રમવા' એટલામાં જ 'વદન! અરે વદન!' નામની ઉપરથી બૂમ પડી તેથી વદને કહ્યું, 'વિનુ, દોસ્ત! આટલું મારૂં કામ જરૂર કરજે. થોડાક મહેમાનો જરૂર લેતો આવજે.'

'હા, હા' કહેતો વિનુ પાટલુનના ખીસ્સામાં હાથ ઘાલતો ડોલતી ચાલે રવાના થયો.

વિનુ ઘેર પહોંચ્યો ત્યારે એની મા રસોડામાં

એની રાહ જોઇને બેઠી હતી. તેની પાસે જઇને વિનુએ કહ્યું: 'બા, હમણાં હમણાં તારી તબિયત ઠીક લાગતી નથી. તું થોડો વખત હવાફેર જાય તો?'

'ના, ના, મારી તબિયત સરસ છે,' બકુલા બોલી.



'પણ હું તને બહુ દૂર જવા કહેતો નથી. આપણા ગામમાંજ 'આર્યનિવાસ ગૃહ' ખૂલ્યું

છે ત્યાં થોડા દિવસ હવાફેર કરે તો!' વિનુએ મમરો મુકયો અને બકુલા ખડખડાટ હસી પડી અને બોલી, 'ગાંડો છે ગાંડો! એમ અક્કલ વિનાની વાત નહિં કર.'

વિનુનું કેનવાસીંગ નિષ્ફળ ગયું એટલે એણે બીજે નજર દોડાવી. પાડોશમાં પદમશી શેઠ રહેતા હતા તેમનાં પત્ની પરસનબા ખૂબ સ્થૂળકાયવાળાં હતાં. તેમની પાસે જઇને વિનુએ પૂછ્યું: 'કાકી! તમે કેમ કોઇ દિવસ હવાફેર જતાં નથી?'

'ભાઇ, તારા કાકા વેપારમાંથી નવરા થાય ત્યારે ને?' કાકીએ કહ્યું.

'તે તમે કાકાને સમજાવોને. કયાં બહુ દૂર જવું છે! આપણાં ગામમાં નવું 'આર્યનિવાસ ગૃહ' નીકળ્યું છે ત્યાં જઇને રહો તો?' વિનુ બોલ્યો.

'ઉભો રહે વંઠેલા! ઘરનું ઘર છોડીને કોઇ વીશીમાં રહેવા જતું હશે કે?' કહેતાં કાકી વેલણ લઇ દોડ્યાં એટલે વિનુને લાગ્યું કે અહીં પણ દાળ ગળે તેમ નથી. આમ બે ચાર ઠેકાણેથી અથડાઇને વિનુ વદનને ત્યાં ગયો. તેને જોતાંજ વદન દોડતી બહાર આવી ને પૂછ્યું: 'કેમ, કોઇ રહેવા આવે છે કે?'

'આ ગામના લોકો કંજુસના કાકા છે તે માનતા જ નથી,' વિનુએ માથુ ખંજવાળતાં કહ્યું અને પૂછ્યું: 'ચાલ, મારી સાથે રમવા આવે છે ને?'

'ના ના નથી આવતી. તું મારે ત્યાં મહેમાન લઇ આવે તો અબઘડી આવું.' સામેથી શરત મૂકાઇ.

'પણ તું ચાલ તો ખરી. પશા પટેલની વાડીમાં એક વાનર મેળો ભરાયો છે. ત્યાં બધાના વાનર-વેડા જોવાની મઝા પડશે. તને ખૂબ હસવું આવશે.'

'અરે પણ તેં અમારાં કાર્ડ કોઇને આપ્યાં તો છે ને?'

'ના, ના, હજી આપવા જેવું કોઇ મને મળ્યું જ નથી.'

'બસ ત્યારે હવે તારી સાથે કટ્ટી.' કહેતી વદને પોતાની આંગળીનો નખ દાંત સાથે અડકાડી અબોલા લીધા અને ઘરમાં દોડી ગઇ, એટલે વિનુ એકલો પડ્યો અને નિશ્ચય કરતો સ્વગત બબડ્યો: 'એવી વીશીવાળીની છોકરી સાથે તે કોણ રમે!'

એટલામાં જ વિનુનો મોતિયો કૂતરો દેખાયો અને તેથી તેને લઇને સંતાકુકડી રમવા જંગલમાં

ગયો, પણ થોડીવાર પછી કંટાળી ગયો એટલે પોતાનાં પગલાં એણે શિબિરની દિશામાં વાળ્યાં. એણે ત્યાં આવીને જોયું તો સવારની જેમ અત્યારે પણ બડબડાટ ચાલુ હતો, કસરત તો ચાલુ હતી અને માર્કંડરાયના તીણા સુરનાં આશ્વાસનો પણ તેવાંજ ચાલુ હતાં. પેલી જાડી બાઈ બબડતી હતી, 'મને ખાત્રી જ હતી કે આ જગા ભેજ વાળી છે. મારો વા ફરી ઉભર્યો છે. ઓ મારા બાપ રે!' કહેતી એ પગ દબાવતી બેઠી.

'અને મારા મનને કે મારી ભૂખ ઉઘડશે પણ અહિં તો કાંઇજ ખવાતું નથી.' કબજીયાત-ની કાયમ ફરિયાદવાળા ગૃહસ્થ બોલતા હતા. 'બાપા! ઘેર ચાલોને' વાળા છોકરાની નજરે વિનુ ચઢ્યો એટલે એ તરતજ બોલી ઊઠ્યો, 'તારૂં શું નામ છે?'

'વિનુ. પણ તારૂં તો કહે?' વિનુએ પૂછ્યું.

'શિરીષ,' પેલાએ કહ્યું અને પૂછ્યું, 'તું ક્યાં રહે છે?'

'આજ ગામમાં.'

'આજ સ્થળે! કેટલું ગંદુ સ્થળ છે. અહિંયાં તે કાંઇ ગમે!'

'શું બોલ્યો? ગંદુ ગામ? તારૂં ગામ ગંદુ હશે ગંદુ!'

'હું ક્યાં ગામની વાત કહું છું. હું તો આ જગ્યા માટે કહું છું.'

'હા, હવે ખરૂં બોલ્યો. ચાલ ત્યારે મારી સાથે રમવા.'

'બાપા ને બા આવવા દે ત્યારે ને? અહિંયાં તો કાંઇજ બનતું નથી.'

'અરે! બહાર તો ચાલ. તને કાંઇ કાંઇ નવું નવું બતાવું.'

'શું જોવાનું છે?'

'સરકસમાંથી એક સિંહ છટકી ગયો છે અને અહિં જંગલમાં ભરાઇ રહ્યો છે. તારે જોવો છે?' વિનુએ ટાઢા પહોરની તોપ મારી.

'શું કહ્યું? સિંહ! ના મારા બાપ રે! એ જો જુએ તો કાચો ને કાચો જ ખાઇ જાય!'

'બાયલો બિલાડો!' વિનુએ ટાણો માર્યો.

'સિંહ હોય તો ગર્જના કરે ને?'

'તું બહેરો લાગે છે બહેરો. રોજ રાતે સિંહ ગર્જના કરે છે.'

'ઠીક ત્યારે! આજે રાતના હું જાગતો રહીશ.

અને બોલ, જો સિંહની ગર્જના ન સંભળાય તો તું શું આપે?

'ચાલ, બબ્બે આનાની શરત. છે કબૂલ?'

'કબૂલ.'

અને વિનુના ફલદ્રુપ ભેજાને કસરત મળી ગઇ. રાતના સિંહની ગર્જના તો થવી જ જોઇએ. સિંહ લાવવો ક્યાંથી? અરે સ્કાઉટીંગમાં એ સિંહ જુથ ( Loin Squad ) માંજ છે અને એના જુથનો સરદાર એને કાંઇ એમને એમ બનાવ્યો છે! જ્યારે ગર્જના કરે છે ત્યારે જાણે સિંહ જ ગર્જ્યો! એણે નિશ્ચય કર્યો કે રાત પડે કે તંબુની પાછળ જઇને ગર્જના કરવી. પણ પેલો છોકરો ક્યા તંબુમાં રહેતો હશે? અરે, ગમે ત્યાં ભલે ને રહેતો હોય! પાંચ પચીશ ઠેકાણે ગર્જના કરતાં કાંઇ ગળું વધારે દુખવાનું છે. થોડું ઘણું દુખશે તો પેલા શરતના બે આનાની પીપરમીંટ ગળામાં પડતાં જ ગળું દુખતું મટી જશે. પીપરમીંટના વિચાર આવતાં જ એ હસ્યો. રાત પડે ત્યાં સુધી પેલા છોકરાના પેટમાં કાંઇ વાત ટકે તેમ હતું? એણે એની બાને કહ્યું. એની બાએ એના બાપાને, એના બાપાએ એના મિત્રોને અને એમ સાંજ

સુધીમાં તો શિબિરના અમુક માણસે સિંહને નજરો નજર જોયો છે ત્યાં સુધીની વાત વધતાં વધતાં બની ને પસરી ગઇ. રાત પડી ત્યારે બધા ઉંચા શ્વાસે કોનો પહેલો વારો આવે છે તેના દીલમાં ફફડાટ સાથે પથારીમાં પાસાં ઘસવા લાગ્યા.

આંબાવાડિયાના એક વિશાળ આંબાની ઝૂલતી ડાળ પાસે જઇને વિનુએ તેને જોરથી હલાવી. એનો ખખડાટ થયા પછી થોડીવારે પોતાનામાં જેટલું બળ હતું તેટલા બળથી એણે ગર્જના કરી અને તે સાંભળી તંબુઓવાળા તો થરથરી જ ગયા કે આ આવ્યો સિંહ! મરી ગયા રે બાપલિયા!

થોડાંક પગલાં આગળ વધી ફરીવાર બીજા આંબાની ડાળ હલાવી અવાજ કરીને વિનુએ ગળામાંથી જેટલી ભયંકર ગર્જના થઇ તેટલી ભયંકર ત્રાડ નાખી. આવી રીતે આઠ દશ જુદેજુદે ઠેકાણે તંબુઓની પાછળથી એણે ગર્જના કરી. ગર્જના કરતી વખતે એ વાંકો વળતો હતો અને તેથી એની અજાણમાં વદને આપેલાં કાર્ડો એના ખીસ્સામાંથી નીચે સરી પડતાં હતાં. સવારના પહોરમાં તો ખળભળાટ મચી ગયો કારણ કે લગભગ બધાએ જ સિંહની ગર્જના સાંભળી

હતી. તેમાંના કેટલાક તો એટલે સુધી સોગન-પૂર્વક કહેવા તૈયાર હતા કે તંબુની પાછળથી સિંહના શરીરની ગંધ પણ એમને આવતી હતી. કોઇ કહેતું હતું કે એનો શ્વાસોશ્વાસ જાણે ધમણ ચાલતી હોય તેમ ચાલતો હતો. મંત્રી મહાશયે બધાંને ઠંડા પાડવા માટે અનેક ધમપછાડા માર્યા પણ બધાને જ અસંતોષ હતો એટલે કોઇ તેને સાંભળવા તૈયાર ન હતું.

વિનુની સવાર પડી અને આજે પણ એકલા રમવું પડશે એ વિચારે એને મુંઝવી નાંખ્યો. એણે કમને પોતાનાં પગલાં શિબિર તરફ માંડ્યાં કારણ કે પેલા છોકરાની પાસેથી શરતના બે આના લઇને પીપરમીંટ ખાવાની હતી. એ વિચાર આવતાં જ રાતના પોતાના પરાક્રમ બદલ વિનુનું મોં હસુ હસુ બની ગયું. વિનુએ પાટલુનના ખીસામાં હાથ નાંખીને ચાલવા માંડ્યું ત્યારે એને લાગ્યું કે એના ખીસ્સામાં વદને આપેલાં કાર્ડ નથી. તેથી વદનને શું જવાબ આપવો તેની મુંઝવણ થવા લાગી. પણ તરત જ એને વિચાર આવ્યો કે એમ કહીશ કે તારાં કાર્ડ મેં વહેંચી દીધાં છે માટે મને બીજાં થોડાં કાર્ડ આપ.

વિનુ વદનને ત્યાં જતા પહેલાં શિબિરની મુલાકાતે ગયો. એની અજાયબી વચ્ચે શિબિરના બધા લોકો બાંધછોડમાં પડયા હતા અને ઘણા ખરા તો બૅગ બિસ્તરા તૈયાર કરીને મજૂરની રાહ જોતા ઉભા હતા. કેટલાક તો જાતે બૅગ બિસ્તરા ઉપાડીને ચાલવા મંડ્યા હતા. રાતે વિનુના ખીસ્સામાંથી નીકળી પડેલાં કાર્ડો તંબુઓની આસપાસથી મળી આવ્યાં હતાં એટલે ઘણા ખરાઓએ આવા ખુલ્લા આંબાવાડિયામાં રહીને સિંહનો શિકાર બનવા કરતાં વધુ સહીસલામત અને સુંદર ખાનપાન તથા રહેવાની વ્યવસ્થાવાળા 'આર્યનિવાસ ગૃહ'માં જવા નિશ્ચય કર્યો હતો. કેટલાક તો ત્યાં પહોંચી પણ ગયા હતા, માર્કંડરાયનું મોં માંકડા જેવું પડી ગયું હતું અને તેઓ પણ મજૂરો પાસે તંબુઓ પાડી નંખાવતા હતા, અને પોતાના ઘર ભેગા થવા તૈયાર થતા હતા. વિનુએ વાડીમાંથી નીકળતા ટોળા પાછળ ધીમે પગલે ચાલવા માંડ્યું. તેમની વાતો સાંભળી ત્યારે એને ખ્યાલ આવ્યો કે પોતાની ગર્જના કેવી ભયાનક નીવડી છે!

લંગડાતે પગે ચાલતી પેલી વાના દર્દવાળી બાઇ કહેતી હતી, 'ભાઇ, મેં સિંહની ગર્જના

સાંભળી ત્યારે મારાં તો છાતીનાં પાટિયાં જ બેસી ગયાં અને મેં આંખ મીંચી દીધી કે મને તો સિંહ નહિં ખાઇ જાય' અને પેલો અલમસ્ત યુવાન કહેતો હતો, 'જો સામે હાથે કુસ્તી કરવાની હોય તો બંદા તૈયાર પણ આ તો જંગલના જનાવર ભાઇ! એમની સાથે કાંઇ કુસ્તીના દાવ પેચ ખેલાય!'

અને પેલી બૉબ્ડ હેરવાળી બાળા કહેતી હતી, 'તંબુની પાછળથી મને સિંહના શ્વાસની ગરમી એવી તો લાગી કે પરસેવાથી હું નહાઇ ગઇ,' અને પેલા કાયમી કબજિયાત વાળા ગૃહસ્થ કહેતા હતા, 'તમને તે શું વાત કહું? એમ તો મને ત્રણ ચાર દિવસ લગી જ્યાં સુધી એરંડિયુ ન લઉં ત્યાં સુધી ઝાડો ન ઉતરે પણ જ્યારે બરાબર મારી પાછળજ સિંહ ગર્જ્યો ત્યારે મને પથારીમાંજ ઝાડો થઇ ગયો.' આમ શિબિર વાળાઓનું સરઘસ વાતો કરતું ચાલતું હતું અને તેમની પાછળ વિનુ પોતાની પરાક્રમકથા સાંભળતો ખુશી થતો જતો હતો.

જ્યારે એ સરઘસ 'આર્યનિવાસ ગૃહ' પાસે પહોંચ્યુ ત્યારે વદનના આનંદનો પાર રહ્યો નહિં. એણે પોતાની બાને બોલાવી, 'બા, બા! જો તો ખરી! કાલવાળો છોકરો કેટલા બધા મહેમાનોને

તેડીને આવે છે!'

વદનની બા એ બારીએ આવીને આ દ્રશ્ય જોયું ત્યારે એના આનંદ અને કુતૂહલનો પાર રહ્યો નહિં. એ બબ્બે ચચ્ચાર પગથીયાં કુદતી દાદર ઉતરી અને બધાંને આવકાર આપવા દોડી. વદન પણ એની પાછળ જ ઉતરી અને દરવાજે દોડીને વિનુને કહ્યું, 'તું કેવો સરસ છોકરો છે! તારો ખૂબ ખૂબ આભાર! તું કેટલા બધા માણસોને અમારે ત્યાં મહેમાન તરીકે તેડી લાવ્યો. સાંજના જરૂર આવજે. મારી બા તને મીઠાઇ ખવડાવશે.' એમ કહેતી એ પાછી અંદર દોડી.

'પણ તું મારી શરત પ્રમાણે રમવા તો ચાલ,' વિનુએ કહ્યું.

'હમણાં નહિં. એકલી બા આટલા બધા કામને ક્યાંથી પહોંચી વળશે! તું હમણાં એકલો રમ. મને નવરાશ મળશે ત્યારે તારી સાથે જરૂર રમવા આવીશ.' વદને પાછળ નજર કરીને કહ્યું.

બીજે દિવસે પાછો વિનુ વદનને ત્યાં ગયો અને તેનું વચન સંભારી આપ્યું ત્યારે વદન બોલી, 'તને તો તારી રમતની જ પડી છે. તું જુએ તો છે કે અમારે ત્યાં કેટલા બધા મહેમાનો છે! મારી

બાને મારે મદદ કરવી જોઇએ. ને કાલે સાંજે કેમ નહિં આવ્યો? ચાલ બા બોલાવે છે,' કહેતી એ વિનુને અંદર ઘસડી ગઇ.

વદનની બાએ વિનુને કહ્યું, 'વિનુ, અમે તારાં ખૂબ ખૂબ આભારી છીએ. તેં જો આટલા બધા મહેમાન આણી આપ્યા ન હોત તો તો અમારે અહિંથી આજે ચાલ્યા જ જવું પડત. કેટલો સારો છોકરો છે. આવ મારા દીકરા!' કરી વિનુનો હાથ પકડીને પોતાના ઓરડામાં તેડી ગઇ



અને વિનુનાં બધાં ખીસ્સાંમાં બદામ, ચારોળી, કાજુ અને દ્રાક્ષ ભરી દીધાં અને એના હાથમાં

બે કળીના લાડુ મૂકીને બોલી, 'જીવતો રહેજે મારા દીકરા' અને વદનને કહ્યું, 'જાવ થોડીવાર રમો બન્ને જણાં' અને બન્ને બાળકોને મમતા ભર્યે નયને રમતાં જોઇ રહી.



## અદ્રશ્ય માનવી

વિનુની વેકેશન પૂરી થવા આવી હતી. દરરોજની રમતો હવે એને અણગમતી બની હતી ત્યાં એના મોસાળમાં માની સાથે જવાનું બન્યું અને મામાએ એને 'Invisible Man' અદ્રશ્ય માનવીની ફિલ્મ બતાવી, પછી પૂછવું જ શું ? વિનુના ફળદ્રુપ ભેજામાં આ વાતના ધીમે ધીમે અંકુર ઉગવા લાગ્યા અને પોતે પણ અદ્રશ્ય રહી શકે તો કેવું સારૂં એવો એને વિચાર આવ્યો. એટલે એણે પ્રયોગ કરવાની શરૂઆત કરી.

શાળા ખૂલી ગઇ એટલે વિનુના બધા જ મિત્રો પાછા આવી ગયા. બપોરની રજામાં બધા મિત્રો

પોત પોતાના અનુભવો વર્ણવતા હતા ત્યારે વિનુએ કહ્યું: 'એઇ! પણ મારી વાત તો સાંભળો.'

શરદે કહ્યું: 'કહ્યા વિના તે કેવી રીતે સાંભળીએ!'



એટલે વિનુએ ગળું ખંખારી કહેવા માંડ્યું: 'આ વખતે હું મારા મોસાળમાં ગયો હતો ત્યારે મામાએ મને અદ્રશ્ય માનવીની ફિલ્મ બતાવી હતી. તેમાં એક માણસ અદ્રશ્ય રહીને પરાક્રમ

કરતો હતો.'

દિલીપે કહ્યું: 'ફેંક તોપ ઠંડા પહોરની.'

મુકુંદ બોલી ઉઠ્યો: 'હમણાં ક્યાં ટાઢો પહોર છે! તાપથી તો તોબા પોકારીએ છીએ.'

વિનુએ બરાડો પાડી કહ્યું: 'મારવી છે શરત?' અને એકી સાથે બધાએ હા પાડી.

ચાંપલા ચીમને તો એટલે સુધી કહી નાંખ્યું, 'એય વિનુ! તુંજ પોતે અદ્રશ્ય રહીને પરાક્રમ કરી બતાવને ત્યારે.'

'હા, હા, જરૂર કરી બતાવીશ.' વિનુએ કહ્યું.

'ક્યારે?' કપિલાશંકરે પૂછ્યું.

'આવતા મહિનાની પહેલી તારીખે.' વિનુએ વાયદો કર્યો.

'ત્યારે હવે ચોક્કસ,' તરૂણે કહ્યું.

અને ઘંટ વાગવાથી બધા વર્ગમાં ચાલ્યા ગયા. વિનુ ઘેર આવ્યો ત્યારે ખૂબ વિચારમાં હતો એટલે એના દરરોજના કજિયા કંકાસનાં એંધાણ ન દેખાતાં બધાંને લાગ્યું કે નક્કી એકાદ નવા પરાક્રમની તૈયારી લાગે છે.

અને તે પછીના રવિવારે વિનુએ પરાક્રમ કર્યું પણ ખરૂં!

મનુ કોલેજમાં બી. એસ. સી.ના વર્ગમાં અભ્યાસ કરતો હતો અને ત્યાંથી ઘણીવાર 'તફડમચી' કરીને કેટલાય રસાયણિક પદાર્થો પોતાને ત્યાં લઇ આવતો હતો. આવી રીતે એણે નાનકડી પ્રયોગશાળા પોતાના ઓરડામાં ગોઠવી હતી. ઘણીવાર મનુ નવરો પડતો ત્યારે પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી પ્રયોગો કરતો એટલે જ્યારે પણ મોટાભાઇના ઓરડાનાં બારણાં બંધ જૂએ ત્યારે વિનુની કુતુહલવૃત્તિ વિશેષ સતેજ થતી એટલે એ બારણાની તડમાંથી મનુ શું કરે છે તે જોતો. ઘણીવાર એ પોતાના મનમાંજ વિચાર કરતો કે આ જુદી જુદી દવાઓ એકઠી કરીને જ અદ્રશ્ય બનવાની દવા શોધી કઢાય તો! અને તેને એવો મોકો મળી પણ ગયો.

રવિવારનો દિવસ હતો બધાએ ઉજાણી જવાનું નક્કી કર્યું હતું. વિનુને પણ સાથે લેવાનો હતો પણ વિનુએ બહાનું કાઢયું, 'પણ બા! મારા સાહેબે મને લેસન કરવાનું આપ્યું છે તે આજે મારે શરદને ત્યાં લેસન કરવા જવાનું છે તેથી મારાથી નહિં અવાય. કારણ કે લેસન નહિં થાય તો માસ્તર મને મારશે.'

ઘરનાં બધાંને લાગ્યું કે વિનુનાં સદ્દભાગ્ય ઉઘડી ગયાં કારણ કે નહિં તો કદી પણ એ લેસન કરવાની વાત કરેજ નહિં. બધાને (બકુલા સિવાય) વિનુની ના અંદરખાનેથી ગમી ગઇ કારણ કે ઉજાણીમાં વિનુ કાંઇ ટીખળ કરી વિવાહની વરસી કરી નાંખે તો કુટુંબની આબરૂ જાયને! તેથી પ્રમોદરાયે વિનુને કહ્યું 'ભલે, ઘેર રહેજે ને લેસન કરજે. જો કાંઇ નવાજૂની કરી છે તો પછી મેથીપાક ખાવા તૈયાર રહેજે' વિનુએ ચહેરો ગંભીર કરી હા ભણી એટલે બધાં ઘરમાંથી બહાર ગયાં.

બધાના ગયા પછી અર્ધો કલાક સુધી વિનુ વિચાર કરતો બેઠો અને પછી નિશ્ચય કરીને મહારાજાની ચાલે ચાલતો એ મનુના ઓરડામાં ગયો. આજે તો એ આખા ઘરનો એકચક્રી સમ્રાટ હતો. સાંજ સુધી કોઇ પાછું ફરે તેમ નહતું એટલે એના મનને નિરાંત હતી. મનુના ઓરડામાંના કબાટમાંથી બધી શીશીઓ પરનાં લેબલ એ વાંચી ગયો અને તેમાંની એકાદ બે બહાર કાઢીને તપાસી જોઇ. તે પછી એક કાચના વાસણમાં તેમાંનાં રસાયણો નાંખીને કાચના સળીયાથી હલાવી જોયું અને મહાન રસાયણશાસ્ત્રી હોય તેમ કાચનો પ્યાલો પરિણામ

જોવા માટે ઉંચો કર્યો. તે બન્ને રંગીન દવાઓનું મિશ્રણ તદન રંગવિનાનું એણે જોયું અને એ કુદ્યો.

'હા, વાત એમ છે ત્યારે! જેવી રીતે આ રંગીન દવાઓનો રંગ ઉડી ગયો તેવી રીતે



આપણો પણ રંગ ઉડી જાય અને આપણે અદ્રશ્ય બનીએ,' વિનુએ મન સાથે વાતો કરવા માંડી.

પણ એટલામાં તો 'પેટલાદમાં આગ લગી' એટલે એ બુઝવવા માટે એણે રસોડામાં પ્રયાણ કર્યું અને ખાંખા ખોળા કરીને જે હાથમાં આવ્યું તેનાથી અગ્નિ શાંત પાડી પાછો પોતાના પ્રયોગ માટે તૈયાર બની ગયો. જેમ જેમ વિનુ નવા

નવા પ્રયોગો કરતો ગયો તેમ તેમ તેનો ઉત્સાહ વધતો ગયો. આમ આખો દિવસ ગડમથલ કરવા છતાં એનું અદ્રશ્યીકરણ મિશ્રણ તૈયાર થયું નહિં. આમ સાંજ પડવા આવી અને તેથી નિરાશ થઇને પણ ખરૂં પૂછીએ તો બધા ઘેર પાછા ફરે અને મનુ પોતાના પ્રયોગાલયની સ્થિતિ જૂએ તો શું થાય એ વિચારે વિનુનો ઉત્સાહ ઓગળવા લાગ્યો. એટલે તેણે જેમ તેમ કરી મનુના ઓરડામાં જાણે કાંઇ જ બન્યું ન હોય તેમ ગોઠવવા માંડયુ. આ બધી પ્રવૃત્તિ દરમ્યાન એણે ચોક્કસ જાતના રસાયણોનું મિશ્રણ કરીને સ્પિરિટના દીવા-પર તપાવવા મૂક્યું હતું તેનું એને ભાન રહ્યું નહિં. એટલામાં એણે આંગણામાં પગરવ સાંભળ્યો એટલે ઉતાવળમાં સ્પિરિટના દીવા પરનું કામનું વાસણ ઉતારવા દોડ્યો પરંતુ ધ્રુજતા હાથપર એનો કાબુ રહ્યો નહિં અને મિશ્રણનું વાસણ સળગતા દીવા પર છલકાયું. તરત જ ભયંકર ધડાકો થયો અને મિશ્રણના વાસણના ટુકડે ટુકડા થઇ ગયા. બરાબર આજ સમયે બારણાને ધક્કો મારી મનુ અને બીજા અંદર દોડી આવ્યા. બકુલાનો તો જીવ ઊડી ગયો. એણે તરત જ દોડીને

વિનુને પોતાની ગોદમાં દાબી દીધો.

'લુચ્ચો બદમાશ!' કહેતો મનુ મુક્કી ઉગામતો વિનુને મારવા દોડ્યો.

વિનુના પિતા પ્રમોદરાયના મગજની પારાશીશી પણ ખૂબ ઉંચે ચઢી ગઇ અને તેમણે સ્વસ્તી વાક્યો સંભળાવતાં વિનુને તેની ખો ભુલાવવા માટે પોતાની બાંય ચઢાવવા લાગી ગયા. એ દોડતા બકુલા પાસે ગયા ત્યાં વિનુનો નિશ્ચેષ્ટ દેહ જોતાં જ એમનો ઉગામેલો હાથ ઉંચો રહી ગયો અને મનુ પણ છોભીલો બની ગયો.

'તમે બધા બાઘા બનીને જોયા શું કરો છો? કોઇ જલદી ડાક્ટરને તેડી લાવો. નહિં તો મારો વિનુ નહિં બચે' બકુલાએ આંખમાં શ્રાવણ ભાદરવો છલકાવતાં ચીસ પાડી. તરત જ મનુ ડોક્ટરને તેડવા ગયો અને પ્રમોદરાયે પાસે આવીને વિનુને પોતાના હાથમાં તેડી લીધો અને મનુના પલંગ પર સુવાડ્યો. ત્યારે જ એમને ખબર પડી કે કાચની કરચો વિનુના ચહેરા અને હાથના ખુલ્લા ભાગ પર વાગવાથી વિનુ લોહીલુહાણ બની ગયો હતો. બકુલા અને વનલીલાએ વિનુના ઘા ધોઇને સાફ કર્યા એટલામાં ડોક્ટર આવી

પહોંચ્યા અને તેમણે ડ્રેસીંગ કરીને દવા આપી. વિનુનું હૈયું જોરથી ધબકતું હતું કારણ કે એને નજીવી કે ગંભીર ઇજા કરતાં પણ મારની બીક વધુ લાગતી હતી. ડોકટર ગયા એટલે તેની પાછળ મનુ અને પ્રમોદરાય ગયા અને વનલીલા ઘરકામમાં ગુંથાઇ ત્યારે વિનુને હૈયે હાશ વળી અને લાઇન કિલયર જોતાં જ એણે આંખ ઉઘાડી બકુલા સામે જોયું.

'મારો વિનુ,' કરી બકુલા તેને બાઝી પડી અને પૂછવા લાગી, 'બેટા, શું કરતો હતો એકલો એકલો? આમ ભાંગ ફોડ કરવી એ કાંઇ સારી રીત કહેવાય?'

માતાના ઠપકાથી વિનુ ઢીલો બની ગયો અને તેણે કહ્યું, 'બા! એકલા એકલા ગમતુ નહતું તેથી મોટાભાઇના ઓરડામાં આવ્યો અને આમ-તેમ બધું જોયું પછી વિચાર આવ્યો કે મોટા ભાઇની જેમ હું પણ પ્રયોગ કરૂં તો કેમ! તેથી મેં પ્રયોગ શરૂ કર્યો. મને શી ખબર કે આમ મોકાણ મંડાશે?' આટલું કહી વિનુ રડી પડયો અને વિનુના રૂદનથી બકુલાની સંપૂર્ણ સહાનુભુતિ પ્રાપ્ત થઇ, પછી વિનુને કોની બીક હોય?

બરાબર એક અઠવાડિયા પછી વિનુ સાજો થયો અને શાળાએ ગયો ત્યારે તેના મિત્રો તેને ઘેરી વળ્યા અને શું થયું હતું તે પૂછવા લાગ્યા. વિનુએ પોતાની છાતી ફુલાવી કહ્યું, 'મેં તમને નહતું કહ્યું કે હું મોટો વિજ્ઞાનશાસ્ત્રી એક દિવસ બનીશ. પણ મહાન વિજ્ઞાનશાસ્ત્રી એકદમ કાંઇ બની જવાય! તેથી મેં મોટાભાઇના ઓર-ડામાં પ્રયોગ શરૂ કર્યા અને તમને શું વાત કહું! મેં દવાઓ એક બીજી સાથે એકઠી કરીને દવાઓના રંગ ઊડાવી દીધા અને કાચ જેવો નિર્મલ રંગ થયો એટલે મને આશા બંધાઇ કે જેમ આ રંગીન દવાઓનો રંગ ઊડી ગયો અને તે પાર દર્શક બની તેમ હું પણ પારદર્શક બની જાઉં તો મને કોઇ જ જોઇ ન શકે અને હું અદ્રશ્ય રહું. તેમ થાય તો તમને બધાને એવા તો નચાવું એવા તો નચાવું' કરી ખડખડ હસવા લાગ્યો.

'પણ સાહેબ મારા! આ બધા મોઢા પરના ડાઘ શાના છે!' ચીબાવલી ચંદને પૂછ્યું.

ડાહ્યા ડમરા દેખાતા દલપતે મમરો મૂક્યો, 'અરે એ તો અદ્રશ્ય રહીને કાળિયા કૂતરા સાથે કુસ્તી કરતો હતો તેની નિશાની છે.'

એ સાંભળી બધા છોકરાઓ હસી પડ્યા.

પણ વિનુ એમ કાંઇ નમતુ આપે એવો ન હતો તેથી એણે કહ્યું, 'હું તમને બધાને અદ્રશ્ય બનીને બતાવું ત્યારે જ ખરો. તમે એક દિવસ જો જો ને'

'હા, હા, હા,' કરતી હસમુખ હસી પડી અને પ્રવીણે પૂછ્યું, 'પણ ક્યારે?'

'થોડા દિવસમાં જ,' વિનુએ કહ્યું અને એણે પાટલુનના ખીસ્સામાં હાથ ઘાલી હંમેશની ચાલે ત્યાંથી ચાલતી પકડી. અદ્રશ્ય બનવાના વિચારો એને ખૂબ મુંઝવતા હતા. બીજા બધા તો ઠીક પણ નવો આવેલો નજરઅલી પણ એને ચીઢવતો હતો તે એનાથી ખમાતું ન હતું.

એક દિવસે એણે અદ્રશ્ય તો નહિં પણ કોઇની નજરે ન પડાય છતાં બીજાને લાગે કે અદ્રશ્ય છે એવું એક સ્થળ શોધી કાઢયું. એક ઉંડી ખાઇ હતી. એની અંદર ગટરની ખાળ હતી. ખાળમાં થઇ આસપાસનું ગંદુ પાણી વહેતું હતું. એણે વિચાર કર્યો કે ખાળમાં પેસી જઇને પછી એ બોલે તો એને કોઇ જોઇ ન શકે અને તેથી એ અદ્રશ્ય બની ગયો છે એમ બધા માને. ગટરની

ઉપર કેટલેક ઠેકાણેથી પથરા ઉખડી ગયા હતા અને તેથી તેટલા ભાગમાં ગટર ખુલ્લી રહેતી હતી પરંતુ આસપાસ ઘાસ ખૂબ ઉંચું ઉગેલું હતું એટલે કોઇની નજર ખુલ્લી ગટર પર પડે તેમ ન હતું. આમ બરાબર ચોકસી કરી લઇને વિનુ પોતાના મિત્રો પાસે ગયો અને કહ્યું, 'આવતા રવિવારે સાંજે ચાર વાગે હું અદ્રશ્ય થઇશ માટે તમે બધા ગામની બહાર કેવડાબાગની પાછળ આવજો.'

રવિવારે બપોરથી વિનુના મિત્રો અને દુશ્મનો બધા એ સ્થળ પર હાજર થયા. વિનુ તેમની પાસે ગયો અને બોલ્યો: 'ટાવરમાં ચારના ટકોરા પડશે તે વખતે હું અદ્રશ્ય બનીશ માટે બરાબર ધ્યાન રાખજો.'

'વારૂ વારૂ' બધાએ કહ્યું.

ચાર વાગવાને થોડીવાર હતી ત્યાં સુધી વિનુ બધા સાથે પોતાની જૂની રમત રમ્યો. તે પછી ધીમે રહી બધાની નજર ચૂકાવી ગટરમાં પેસી ગયો અને ઘોઘરા અવાજે બોલ્યો: 'અલ્યા ઉમા, તારા બોડકા માથાની ચોટલી કેવી ફરકે છે!' ઉમાએ ચોટલી ઠીક કરીને ટોપી પહેરી દીધી ત્યાં પાછો અવાજ આવ્યો, 'ઊભો ઉઘાડપગો રે

ઉઘાડપગો ! એના માથામાં મારે ટપલો પેલો જગો'
જગમોહને આવી ફાંકડી શેર સાંભળતાં જ ઉમાના
માથામાં ટપલા મારવા માંડ્યા.

આમ ઘડીમાં આમથી તો ઘડીમાં તેમથી
વિનુનો અવાજ સંભળાતો હતો પરંતુ વિનુ
દેખાતો ન હતો તેથી કેટલાકને તો ખરેખર લાગ્યું
કે વિનુ અદ્રશ્ય બની ગયો છતાં કેટલાક એમ
સહેજમાં માની જાય તેવા ન હતા. એવાઓના
સરદાર અરવિંદે કહ્યું: 'ચાલ બોલ ત્યારે હું શું
કરૂં છું ?' અને ચાળા કરવા મંડ્યો કે તરતજ
અવાજ આવ્યો, 'અરવિંદનું મોં માંકડા જેવું
લાગે છે ને ચાળા ચસ્કા કરે છે.' કેટલીકવાર
સુધી આમ રમુજી મજાક વિનુએ કરી અને
બધાને ખાત્રી થઈ કે વિનુ ચોકકસ અદ્રશ્ય થઈ
ગયો. 'વિનુ, ચાલ ઘેર. હવે તો અંધારૂ થવા
આવ્યું છે. તારા વિના રમતની મઝા આવતી
નથી.' મુકુંદ બોલ્યો.

'બરાબર સાંજે સાત વાગે હું તમને આપણા
હંમેશના ઠેકાણે મળીશ.' વિનુનો અવાજ આવ્યો
એટલે રાહ જોઈ છોકરાઓ કંટાળી ઘર ભેગા થઈ
ગયા. વિનુને લાગ્યું કે હવે કોઈ નહિં હોય પણ

કદાચ કોઇ બહાર હોય અને એનું પોલ પકડાઇ જાય તો! તેથી એણે ગટરમાં ને ગટરમાં જ ધીમે ધીમે આગળ વધવા માંડ્યું.

એને ખાત્રી હતી કે ગટરનું મો કોઇ ને કોઇ ઠેકાણે બહાર પડતું હશે અને તેથી ગટરની દુર્ગંધીથી એને અકળામણ થતી હોવાથી ઝડપથી ઘુંટણિયા કાઢતો એ આગળ વધ્યો. ખરેખર! એણે દૂર અજવાળું જોયું એટલે એ સંભાળપૂર્વક ગટરના મુખ આગળ આવ્યો અને ધીમે ધીમે બહાર નીકળ્યો, પણ એનું નસીબ બે ડગલા આગળ હતું. બે ચાર છોકરાઓ રમતા હતા તેમાંના એકની નજર વિનુના પર પડી એટલે એ બોલી ઉઠયો, 'અરે જુઓ તો ખરા ત્યાં શું છે?' અને બધા વિનુ પાસે દોડી આવ્યા.

વિનુનો ચહેરો અને કપડાં ગટરના કાદવ અને ગંદા પાણીથી ખરડાએલાં હોવાથી એ ઘણોજ વિચિત્ર દેખાતો હતો. મોટા છોકરાએ કહ્યું, 'અરે! આ તો પાતાળમાં રહેતો વહેંતિયો છે વહેંતિયો.'

મોટા છોકરાની આ વાત સાંભળતાં જ બધા છોકરાઓ વાંકા વળીને વિનુને જોવા લાગ્યા. ભાગ્ય-વશાત બધા છોકરા બહાર ગામથી તેજ દિવસે

પોતાના સગાને ત્યાં આવ્યા હતા એટલે વિનુને પોતાની ઓળખાઇ જવાની બીક ઓછી થઇ.



'મોટાભાઇ, તમને વહેતિયાની બોલી આવડે છે?' સૌથી નાનો છોકરો બોલ્યો.

'ના.' મોટાએ કહ્યું.

એટલે વચલાએ વિનુ તરફ ફરીને પૂછ્યું:

'અમે બોલીએ છીએ તે તમને સમજાય છે?' જવાબમાં વિનુએ ડોકી ધુણાવી.

'હું અ અ, આપણી વાત એને આવડતી નથી લાગતી. અલ્યા, પણ તારી બોલી કેવી છે?'

મોટાએ પૂછ્યું.

વિનુને આ પ્રશ્નના ઉત્તર માટે પળભર મુંઝવણ તો થઇ પણ એના ફળદ્રુપ ભેજાએ સમય સૂચકતા વાપરી ગળામાંથી ગમેતેવા અવાજ કરવાનું શોધી કાઢ્યું અને આવા અવનવા અવાજો અને તેથીયે વિચિત્ર ચેન ચાળાએ બધા બાળકોને હસાવી દીધા.

'મોટાભાઇ, આ વહેંતિયાનું શું કરશું?' સૌથી નાનાએ પૂછ્યું.

'આપણે ઘેર લઇ જઇશું,' મોટાએ કહ્યું.

'પણ ત્યાં સુધી એને રાખવો કયાં?' વચેટે તરત જ પૂછ્યું અને બધા વિચારમાં પડી ગયા. ત્યાં મોટાની નજરે દૂરનું કોઢિયું નજરે પડયું. અને એણે કહ્યું, 'પણે દૂર પેલા કોઢિયામાં એને પૂરી દઇશું અને કાલે ઘેર જતી વખતે લઈ જઇશું.'

વિનુને આ નિર્ણય ખૂબ ખટકયો પણ એ નિરૂપાય હતો તેથી એણે નસીબ પર પોતાનું ભવિષ્ય છોડયું. છોકરાઓ પણ એને કોઢિયામાં બરાબર પૂરીને જ બહાર નીકળ્યા અને બહારથી સાંકળ ચઢાવી દીધી.

'અલ્યા, ત્યાં શું કરોછો?' દૂરથી અવાજ આવ્યો.

'બા, ફરીએ છીએ,' મોટાએ કહ્યું.

'અંધારૂ થવા આવ્યું. ચાલો ઘરમાં' બાએ કહ્યું એટલે બધા છોકરાઓ ઘર તરફ વળ્યા.

વિનુને લાઇન કલીઅરનો એ સીગ્નલ મળતાં જ કોઢિયામાંથી બહાર નીકળવાનો વિચાર આવ્યો અને એણે પોતાના બધાજ બળથી કોઢિયાનું બારણું હચમચાવ્યું, પણ બારણાએ મચક આપી નહિં એટલે હવે શું કરવું તેની એને મુંઝવણ થઇ. કોઢિયામાં હવાની આવજા માટે ઇંટોનું એક જાળિયું હતું. જાળિયામાંની ઘણી ખરી ઇંટો ઉખડી ગઇ હતી તેથી વિનુએ જાળિયા દ્વારા બહાર પડવાનો નિશ્ચય કર્યો.

એણે રહી સહી ઇંટો ખોતરી કાઢી અને જાળિયામાં થઇને બહાર ભુસ્કો માર્યો ત્યાં તો 'ઓ મારી મા રે! મરી ગઇ' ની ચીસ પડી. પણ વિનુને એ બધું જોવા કે જાણવાની પડી ન હતી એટલે એણે તો પોબારા ગણવા માંડ્યા પણ કોઢિયાથી દૂર કાંટાની સજ્જડ વાડ હતી અને વાડમાં થઇને બહાર નીકળવાની હામ વિનુમાં ન હતી તેથી સાધારણ અંધારાનો લાભ લઇને એક મોટા આમલીના ઝાડ પાછળ એ સંતાયો.

ચીસ સાંભળીને ઘરમાંથી બધા દોડી આવ્યા અને પૂછવા લાગ્યા : 'રતન! તેં કેમ ચીસ પાડી!'

'બા, બા! મારા પર કાંઇ પડ્યું અને મારે ગળે વળગ્યું. મને લાગ્યું કે મારાં સોયે વરસ પૂરાં થઇ ગયાં એટલે મેં ચીસ પાડી.'

'પણ એવું તારે ગળે બાઝવા કોણ નવરૂં હતું!' રતનની બા રમા ચીઢાઇને બોલી.

'બા, લાંબુ લાંબુ કાળું કોઇ જાનવર હતું.' ધડકતી છાતીએ રતને કહ્યું. એટલામાં જ વિનુની બા બકુલા ત્યાં આવી પહોંચી. બકુલા અને રમાને બહેનપણાં હતાં તેથી બકુલા રમાને મળવા આવી હતી. અંધારૂ થવાથી એ ઘેર જવાની તૈયારીમાં હતી ત્યાં જ એણે ચીસ સાંભળી અને એ પણ રમાની પાછળ દોડી આવી હતી. વિનુએ ઝાડની આડ-માંથી બકુલાને જોતાં જ એ સમજી ગયો કે કાચું કપાયું છે પણ હવે શું થાય? એટલામાં જ બકુલાને તેડવા ફાનસ લઇને મનુ આવી પહોંચ્યો. મનુને જોતાં જ વિનુને ફાળ પડી. મનુએ બધી વાત બરાબર સાંભળી અને બોલ્યો: 'રતન, તું તો ગાંડી છે ગાંડી! એવું લાંબુ લાંબુ ને કાળું કાળું જાનવર તે કાંઇ હોતું હશે!'

'તમને તો મશ્કરી સુઝે છે. હું મરી ગઈ હોત તો મારાં માબાપની જાત.' રતને છણકો કર્યો.



મનુ અને રતનના વિવાહ થયા હતા એટલે તેઓ આ રીતે અવારનવાર એકબીજાને મળતાં હતાં.

'કઈ તરફ ગયું એ જાનવર?' મનુએ પૂછ્યું.

'પેલી આમલી તરફ' રતને કહ્યું એટલે મનુ પોતાની બહાદુરી બતાવવા પણ અંદરથી તો ધડકતી છાતીએ અને મનમાં 'રામ રામ' નો

જાપ જપતો આગળ વધ્યો. વિનુએ મનુને પોતાની પાસે આવતો જોયો અને એના રામ રમી ગયા. એણે પોતાનામાં જેટલું જોર હતું તે કાઢીને દોટ મૂકી પણ મનુએ એને બરાબર આંતરી લીધો અને એનો કાન પકડીને બધાં પાસે લઈ ગયો.

'આજ પેલુ ભયંકર જાનવર,' રતને કહ્યું.

'અરે આ તો છે મારો વિનુ,' બકુલાએ પોતાની બહેનપણી આગળ છોભીલી બની જતાં પડેલે ચહેરે કહ્યું. મનુને પણ લાગ્યું કે કમબખ્ત વિનુએ એના ભવિષ્ય પર ઠોકર મારી તેથી મુંગા મુંગા એણે દરવાજા તરફ ચાલવા માંડયુ અને બકુલા પણ લથડતી ચાલે વિનુનો હાથ પકડી ચાલવા લાગી.

☆

## શરણાઈવાળો

વિનુ જ્યારે જ્યારે ગામમાં ફરવા નીકળતો ત્યારે ત્યારે એની નજર કબૂતરખાના ઉપર પડતી અને ત્યાં દાણા ચણતા કબૂતરોના ફફડાટ અને શોરબકોરથી એને ખૂબ અકળામણ થતી. એક દિવસ પોતાને ઘેર બેઠો બેઠો એ આ વિષે વિચાર કરતો હતો.

'જ્યાં જૂઓ ત્યાં કબૂતરખાનાં! બધા લોકો પક્ષીઓને ખવરાવે છે. કોઈ પોતાના છાપરા સાથે ટોપલી બાંધી ચકલાંને ચણ નાખે છે તો કોઈ રસ્તાપર દાણા વેરી ચકલાં, કાબર કે મોરને ખવરાવે છે. પક્ષીઓ તો ગમે ત્યાં ઊડીને ખાઈ શકે છે તો પછી એમને શા માટે લોકો ખાવાનું આપે છે!

'પક્ષીઓને બદલે મારા જેવા બાળકોને ખવરાવતા હોય કે પાઇ પૈસો વાપરવા આપતા હોય



તો તેમનું શું બગડી જાય છે? કોઇ વળી ખોડા ઢોરની પાંજરાપોળ કાઢે છે અને ત્યાં પૈસા આપે છે. આમ પશુ અને પક્ષીની પરવા માણસજાત કરે છે પણ પોતાનાં જ પેટનાં છોકરાંની કેમ કોઇ ચિંતા કરતું નથી!' વિનુ સ્વગત બડબડતો હતો. તે સાંજે વિનુએ પોતાના વિચારો પોતાની ટોળીને જણાવ્યા ત્યારે બધાએ તેમાં સૂર ભરાવ્યો અને કહ્યું, 'વિનુ! તારી વાત તદ્દન ખરી છે. આને માટે કાંઇ ઉપાય શોધવો જોઇએ.'

'હા. જૂઓ આપણા ઘરમાં ઉંદરો કેવા ચું ચું અવાજ કરતા દડબડ દડબડ દોડે છે! મને તો

એમનો અવાજ ખૂબ ગમે છે. એમની આંખો પણ કેવી ચકર વકર ફરે છે! આપણે ઉંદર પાળીએ તો?'

'હા, હા, ખૂબ ગમ્મત પડે,' એકે કહ્યું અને પછી એ માટેની આખી યોજના નક્કી થઇ. ગામને છેડે આવેલા એક ખંડેરમાં એમણે પોતાના પ્રિય મુષકરાજોને મીજબાની આપવા ઠરાવ્યું. એ ખંડેર જેવા મકાનમાં પહેલાં અનાજની વખાર હતી એટલે ત્યાં નાના મોટા અનેક ઉંદરોનાં દર હતાં. વિનુ અને તેના ભાઇબંધો જ્યારે ખંડેરમાં લડાઇના ખેલ ખેલતા ત્યારે એમની અડફેટે અનેક ઉંદર ચઢતા પણ ખરા.

'હા, પણ જૂઓ. આવતી કાલે સવારથી જ આપણે ઉંદરોને પાળવાનું શરૂ કરીશું માટે બધાએ પોતાને ઘેરથી જે કાંઈ ખાવાનું હોય તે લેતા આવવું.' વિનુએ કહ્યું.

વિનુની આ પ્રવૃત્તિને વેગ આપનાર એક કારણ પણ મળી ગયું. જે દિવસે વિનુનો ઠરાવ પસાર થયો તે સાંજે વિનુ અને તેની ટોળી ગામના ચોકમાં થઇ પસાર થતી હતી ત્યાં તેમણે એક સભા ભરાએલી જોઇ કાંઇક ગમ્મત થશે એ વિચારે બધા ત્યાં રોકાયા.

'ભાઇઓ અને બહેનો, આપણો દેશ દયાળુ ગણાય છે. પશુ અને પક્ષી માટે પ્રેમ ધરાવે છે. આપણા ગરીબ દેશનાં અનેક ઢોર દરરોજ કતલખાને કપાય છે. આપણે તેના માટે શું કરીશું? આપણા દેશના અનેક પક્ષીઓનો લોકો શિકાર કરે છે વગેરે......' વક્તાનું ભાષણ સાંભળી વિનુને કંટાળો આવતો હતો તેથી એણે પોતાની ટોળી તરફ ફરીને કહ્યું, 'જોયું! અહિંયાં પણ બધા મોટા લોકો પાછા પશુ અને પક્ષીની જ વાતો કરે છે! કોઇને આપણી કશી યે પડી છે?'

વિનુ અને તેના સાથીદારો પગ પછાડતા તિરસ્કારપૂર્વક ત્યાંથી ચાલતા થયા.

મુંબઇની જીવદયા મંડળી તરફથી એક બાઇ જીવદયા ફંડનું ઉઘરાણું કરવા આવી હતી અને એણે આઠ દિવસ સુધી જુદાજુદા સ્થળે પોતાની સભાઓ ભરી હતી.

વિનુ અને તેના સોબતીઓએ બીજે દિવસે સવારથી જ પોતાના ઉંદરપ્રેમ માટે તૈયારી કરવા માંડી. વહેલી સવારે ભેગા થઇને બધાએ ખૂણાખાંચા સાફ કરી નાખ્યા અને ત્યાં દેવદારના ખોખાનાં પાટિયાં ગોઠવી દીધાં અને ભાંગેલી ઠીબો પાણી

ભરીને મૂકી દીધી. પછી બધાએ પોતપોતાના ખીસ્સામાંથી ખાવાની વસ્તુઓ કાઢવા માંડી.

કોઇએ રોટલાના ટુકડા તો કોઇએ રોટલીની કરચો, તો કોઇએ ભજીયાં કાઢ્યાં. એમ અનેક વસ્તુઓ જોતજોતામાં જમા થઇ ગઇ અને વિનુના શુભહસ્તે બધી વસ્તુઓની ફાળવણી થઇ ગઇ તથા જુદા જુદા ખૂણે સરખે હિસ્સે વહેંચાઇ ગઇ. થાળીમાં જેમ ભોજન પિરસવા નીકળ્યા હોય છે તેમ વિનુએ પણ પોતાના પ્રિય ઉંદર માટે રોટલા રોટલી, ભજીયાં, પાપડના ટુકડા વગેરે વસ્તુઓ વ્યવસ્થિત રીતે ગોઠવી અને પછી બધા મહેમાનોના આગમનની રાહ જોતો ઉભો. થોડીવાર સુધી તો એકે ઉંદર દેખાયો નહિં પણ બધાએ બિલકુલ ચુપકીદી જાળવી ત્યારે કેટલાક મુષકરાજો દરમાંથી ડોકાં બહાર કાઢીને નાક ઉંચાં કરીને ભોજનની ગંધ લેવા લાગ્યા અને છોકરાઓ તરફ ચકર વકર આંખે જોવા લાગ્યા, પણ છોકરાંઓ તેમને હેરાન કરતાં ન દેખાયાં એટલે હિંમતપૂર્વક મુષકરાજોએ આવીને મીજબાની ઉડાવવા માંડી. વિનુના આનંદનો પાર રહ્યો નહિં.

તે દિવસ પછી દરરોજ સવારે અને સાંજે બધા

ખંડેરમાં આવીને મુષકરાજોને ભોજન કરાવવનો આનંદ લેતા. ધીમેધીમે ઉંદરો અને બાળકો વચ્ચે મૈત્રીનું વાતાવરણ જામવા લાગ્યું. પછી તો વિનુ અને તેના મિત્રોના હાથમાંથી પણ ઉંદરો ખાવાનું ખાવા માટે આવવા લાગ્યા. વિનુના આનંદનો પાર રહ્યો નહિં.

જીવદયા મંડળીવાળી બાઈએ પોતાના પ્રચાર અર્થે ઠેર ઠેર 'અહિંસા પરમો ધર્મ. જીવ દયા પાળો' નાં પાટિયાં લટકાવરાવ્યાં હતાં. વિનુએ આવાં પાટિયાં પોતાના મુષકરાજો માટે કેમ ન લટકે એવો મિત્રો આગળ પસ્તાવ મૂક્યો. બીજેજ



દિવસે મુકુંદે વિનુને પોતાનું પાટિયુ બતાવ્યું. દેવ-

દારના પાટિયા પર ઉંદરનું કોલસા વડે ચિત્ર ચિતર્યું હતું અને કાગડાઓ તેને ચુંથતા હોય તેવો દેખાવ હતો. એની નીચે લખ્યું હતું, 'ઉંદર પર દયા કરો.' બધાને મુકુંદનો વિચાર ગમી ગયો એટલે તેમણે એ પાટિયું ખંડેરને બારણે લટકાવ્યું. દરરોજ અવનવાં ભોજન મળવાથી ઉંદરોની વસતિ પણ વધવા લાગી હતી અને તેથી તેમને માટે વધુ ખાનપાનની વ્યવસ્થા વિનુ સંભાળતો હતો.

એક દિવસ પ્રમોદરાય જીવદયા મંડળીવાળી બાઈ જીવનલતા સાથે વાતો કરતા હતા ત્યારે વિનુ તેમની પાસે પહોંચી ગયો અને કહ્યું, 'પણ પિતાજી! ઘોડા ઢોરને માટે પાંજરાપોળ, પક્ષીઓને માટે કબૂતરખાનાં ત્યારે ઉંદરો માટે કેમ કાંઈજ નહિં? કોઈ કૂતરા પાળે, કોઈ બિલાડી પાળે ત્યારે ઉંદર કેમ કોઈ નહિં પાળે?'

પ્રમોદરાય અને જીવનલતાને આ સાંભળી હસવું આવ્યું. પણ તેઓ કાંઈ કહે તે પહેલાં જ બકુલાએ વિનુ તરફ ફરીને કહ્યું, 'બેસ ચિબાવલા! ઉંદર તે કોઈ પાળતું હશે!'

'કેમ નહિં પાળે, બા?' વિનુએ પૂછ્યું.

'ઉંદર તો ઘરમાં ખૂબ બગાડ કરે છે. ઘરમાં

દર પાડીને ભોંય અને ભીંત પોલાં કરી નાખે છે. ભૂલે ચૂકે કોઈ ખાવાની વસ્તુ ઉઘાડી રહી ગઈ હોય તો ઉંદરો તેને સફાચટ કરી નાખે છે. ઘરમાં ઠેર ઠેર ઉંદરો લીંડી પાડે છે અને કપડાં પણ કાતરી ખાય છે. સમજ પડી!' બકુલા બોલી.

વિનુ ગમે તેની સાથે વાદવિવાદ કરે પણ પોતાની માતા પાસે વાદવિવાદ કરતો નહિં તેથી એ ખભા ચઢાવતો ત્યાંથી ઊઠી ગયો અને સ્વગત બબડ્યો: 'છે દુનિયામાં ક્યાં યે ન્યાય?'

વિનુ પોતાના મિત્રોને મળ્યો ત્યારે એણે પોતાની હૈયાવરાળ તેમની સામે ખાલી કરવા માંડી અને બોલ્યો: 'જ્યાં જૂઓ ત્યાં મોટાઓનાં જ રાજ. મારૂં પોતાનું ચાલતું હોય તો હું દુનિયાના બધા ઉંદરો માટે એક મહાન ઉંદરખાનું બનાવું.'

એક ખૂણેથી મુકુંદ બોલી ઉઠ્યો: 'તને ખબર છે, ઉંદર તો રોગ ફેલાવનાર દુષ્ટ પ્રાણી છે તેટલા માટે તો સુધરાઈ ઉંદરોનો નાશ કરાવે છે. મારા બાપા કાલે કહેતા હતા કે કોઈ ગામની સુધરાઈએ તો મારેલા ઉંદર દીઠ એક આનાનું ઇનામ બહાર પાડ્યું છે.'

'બેસ ચિબાવલા! તારા બાપા તો મોટા

ગપ્પીદાસ લાગે છે ગપ્પીદાસ.' વિનુ બોલ્યો.

'મારા બાપા ગપ્પીદાસ! ફરી બોલ જોઈએ.' મુકુંદ બાંય ચડાવતાં બોલ્યો.

'હા, હા. એક વાર નહિં પણ સાડી સત્તર વાર કહું છું કે ગપ્પીદાસ.' વિનુને હંમેશાં પ્રતિસ્પર્ધિ સામે મોરચા માંડવા ગમતા, તેથી મૂળ વાત ભૂલી જઈ એની મારામારી કરવાની વૃત્તિ સતેજ થતાં એણે સામે આવ્હાન કર્યું.

બે મિત્રો આમ ચડભડી પડશે તો રંગમાં ભંગ પડશે એમ ધારી ભાનુ બોલી ઊઠ્યો: 'અલ્યાઓ! એમાં લડી શીદને મરો છો! આપણી મૂળ વાત પર આવોને.'

થોડીવારમાં વિનુ અને મુકુંદ પાછા જીગરજાન મિત્ર બની ગયા.

'સાંભળો ત્યારે, હું મોટો થઈને ધારાસભામાં જઈશ અને કાયદો કરાવીશ કે કોઈએ ઉંદર મારવા નહિં. મારનારને સખ્ત સજા કરવામાં આવશે. બધા લોકો સ્વતંત્રતા સ્વતંત્રતાના બરાડા પાડે છે તો ઉંદર બિચારાને સ્વતંત્રતા કેમ નહિં? હું તેમને સ્વરાજ અપાવીશ,' ધારાસભામાં જાણે ભાષણ કરતો હોય તેવી ઢબે વિનુ બોલ્યો.

'તે તું ધારાસભામાં જાય ત્યારે કરજે પણ હમણાં શું કરવું તે તો કહે' કનુ બોલ્યો.

થોડીવાર વિચાર કરીને વિનુએ કહ્યું: 'આપણે ઉંદર સપ્તાહ ઉજવીએ. આપણા ગામના બધા સ્તબ્ધ થઇ જાય એવું સુંદર ઉંદર સપ્તાહ. લોકો રેંટિયા સપ્તાહ ઉજવે છે. કોઇ વળી જીવદયા સપ્તાહ ઉજવે છે તો આપણું ઉંદર સપ્તાહ.'

વિનુનો વિચાર વધાવી લેતાં એના મિત્રો આનંદમાં આવી ગયા અને બોલી ઉઠયા, 'ઉંદર સપ્તાહ, ઉંદર સપ્તાહકી જય!'

અને ખરેખર વિનુનો વિચાર તદ્દન સ્વતંત્ર હતો. કોઇને આવો અદ્‌ભૂત વિચાર આવ્યો ન હતો! વિનુને એ વખતે જે વિચાર આવતો તેને અમલમાં મૂકતાં એ કદી વાર ન લગાડતો એટલે વિનુની ટોળી ઉંદર સપ્તાહની પ્રવૃત્તિમાં પડી. ઉંદર સપ્તાહ ઉજવવાનો કાર્યક્રમ ઘડાયો. જે ખંડેરમાં ઉંદરપ્રેમની પાશેરીમાં પહેલી પૂણી જેવી ઉંદરો માટે વ્યવસ્થા થઇ હતી ત્યાંજ બધો કાર્યક્રમ કરવાનો ઠરાવ થયો. ઉંદરો માટે બાંગેલી ઠીબો અને ખાવાનું મુકવા માટે પાટલીઓ–અને તે ન મળે તો દેવદારના ખોખાનાં પાટિયાંઓ એકઠાં કરવાનું

નક્કી થયું. દરરોજ બધા છોકરાઓ ઉંદર માટે જુદી જુદી વાનીઓ ઘરમાંથી તફડાવી, કે બજાર-માંથી ખરીદી કરીને કે છેવટે ફેંકી દેવાના એંઠામાંથી મેળવી લઇને લાવવા લાગ્યા. વિનુની છાતી ગજ ગજ ફૂલવા લાગી.

'અરે પણ પોસ્ટરો (ભીંતપત્રો) નું શું ?' વિનુએ સંભારી આપ્યું.

મુકુંદ બોલી ઉઠ્યો, 'હું ચીતરી લાવીશ.'

અને પછી સર્વાનુમતે ઉંદર સપ્તાહ માટે પ્રચાર કરવાનો અને તેને ફત્તેહમંદ કરવાનો ઠરાવ પસાર થયો.

મુકુંદે ઉંદર ચિતરવાનું બીડું ઝડપ્યું તો ખરું પણ ચિત્રકામનું એનું જ્ઞાન ટુંક ભંડોળિયા હતું એટલે એણે ઘોડા જેવો ઉંદર ચિતર્યો. કનુ સિંહ જેવો ઉંદર ચિતરી લાવ્યો અને વિનુનો ઉંદર નહિં તો પશુમાં હતો કે નહિં તો પક્ષીમાં. એણે તો ઉંદરને માછલી જેવો ચિતર્યો. બધા પોતપોતાનાં ચિત્રો સાથે એકઠા થયા ત્યારે દરેકના હસવાનો પાર રહ્યો નહિં. એવામાં સરલા ત્યાં દોડી આવી. વિનુને સ્ત્રી જાતિ પ્રત્યે—એની પોતાની માતા સિવાય—નફરત હતી તેથી સરલાને

એણે હાંકી કાઢી અને કહ્યું: 'છોકરા ભેગી શા માટે રમવા આવે છે?'

પણ સરલા કાંઇ સરળ સ્વભાવની છોકરી ન હતી કે ઝટ દઇને માની જાય એટલે તે ખસી નહિં અને બોલી: 'જૂઓ તો ખરાં તમારાં ડાચાં! જાણે દિવેલ પીધું ન હોય!'

'ખસ આધી ચિબાવલી,' વિનુએ ધક્કો મારતાં હુકમ કર્યો.



'તારાથી થાય તે કરી લે. હું તો અહિંથી સુદ્દલ ખસવાની નથી.' સરલાએ અલ્ટીમેટમ

આપ્યું.

સનતને સરલા પ્રત્યે કુંળી લાગણી હતી એટલે એ વચ્ચે પડ્યો અને એણે તોડ કાઢ્યો. 'પણ વિનુ! આપણે એને શા માટે હાંકી કાઢવી જોઇએ? આપણી સાથે છોકરીઓ હોય તો તેઓ પણ ઘરમાંથી સારી પેઠે ખાવાનું લાવી શકે, કારણ કે આપણને તો કવખતે રસોડામાં કોઇ જૂએ તો પણ તરત જ બા કે બહેન રાડ પાડે અને છોકરીઓને માટે તો દૂધપૌંઆ. એટલે આપણે છોકરીઓને પણ દાખલ કરીએ તો શું વાંધો છે?'

મુકુંદ કનુ અને ધનુએ પણ ડોકાં હલાવ્યાં એટલે વિનુને નમતું આપ્યા સિવાય છૂટકો ન હતો. એણે કહ્યું, 'ઠીક ત્યારે. જેવી તમારી બધાની મરજી.'

સનતે સરલાને ઉંદર સપ્તાહનો કાર્યક્રમ સમજાવ્યો અને પછી ઉંદરનાં ચિત્રો બતાવ્યાં. સરલાને પેટમાં ગુંચળાં વળી જાય એટલું હસવું આવ્યું. માંડ હસવું ખાળીને એ બોલી: 'અમારા બાગમાં ઉંદરોનો ખૂબ મોટો ઉપદ્રવ છે એટલે માળીના કહેવાથી પિતાજીએ ઉંદરો પકડવા કોળવાઇઓ પણ બનાવી, છતાં ઉંદરો તો એવા ચાલાક કે કોળવાઇઓમાં પેસીને અંદરના રોટલાના ટુકડાઓ ખાય ને

પાછા સહીસલામત છટકી જાય. સવારના પહોરમાં રોટલા ગુમ અને ઉંદરનો પત્તો નહિં. તેથી મારા પિતા રાવબહાદુર રમણલાલે કંટાળી આખરે સરકારી ખેતીવાડી ખાતાને ઉંદરનો ઉપદ્રવ મટાડવા માટેના ઉપાયો માટે લખ્યું. ત્યારે સરકારી ખેતવાડી ખાતા તરફથી ઉંદરોના નાશ માટેના આવશ્યક ઉપાયોની ચર્ચા કરતું ચિત્રો સાથેનું સાહિત્ય આવી ગયું. મને આવાં ચિત્રો જોવા અને સંગ્રહવાનો શોખ છે. તેથી મેં એ બધાં ચિત્રો સંગ્રહ્યાં છે. તમારે જોવાં હોય તો લઈ આવું.'

વિનુને સરલા તરફથી આવી મદદ મળવાની આશા ન હતી તેથી એ ખૂબ જ ઉત્સાહમાં આવી ગયો અને બોલ્યો, 'સરલા! તું તો ચાલાક છોકરી છે. જા, ઘેર જઈને જલદી ચિત્રો લઈ આવ. રેડી–વન–ટુ–થ્રી (તૈયાર–એક–બે–ત્રણ)' અને સરલા પણ દોડી ગઈ.

થોડીવારે એક મોટા થોકડા સાથે સરલા પાછી આવી. બધા કુતૂહલ પૂર્વક ચિત્રો જોવા લાગ્યા. પછી તેમાંથી ઉંદરનાં સારામાં સારાં ચિત્રો પસંદ થયાં અને સરલાને કહેવામાં આવ્યું કે કાતરથી એ ચિત્રો એણે કાપી લાવવાં. બીજે દિવસે સરલા

ચિત્રો કાપી લાવી એટલે મુકુંદે પોતાની સાથે લાવેલા કાર્ડબોર્ડો ઉપર એક એક ઉંદર આવે તેમ ગુંદર વડે ચોટાડ્યા અને પછી કનુ, વિનુ અને સનતે એક એક કાર્ડબોર્ડ લઇને તેના પર તેમના વાંકાચુંકા હસ્તાક્ષરો વડે ચિતર્યું અને આવી રીતે પોસ્ટરો તૈયાર થયાં. પોસ્ટરો વિવિધ હતાં, જેવાં કે 'ઉંદર સપ્તાહ! જીવદયા ખાતર ઉંદરને રોટલા નાખો,' 'ઉંદર આપણા રોજના સાથી છે. તેમને મારો નહિં પણ પાળો.' 'ઉંદરોને રાહત આપવા તમારાં નાણાંની મદદ કરો' 'તમારે સ્વતંત્રતા જોઇએ છે તો ઉંદરોને સ્વતંત્રતા કેમ નહિ?' વગેરે. ખંડેરની દિવાલોમાં ખીલીઓ પર આવાં પોસ્ટરો લટકાવાઇ ગયાં.

શરૂઆતમાં ઉંદરો દરમાંથી બહાર આવતાં બીતા હતા પણ યજમાનોની કનડગત ન થતાં તેઓ હિંમતપૂર્વક બહાર આવવા લાગ્યા અને મીજબાનીની મોજ ઉડાવવા લાગ્યા. દરરોજ ઉંદરોની આવક વધવા લાગી અને વિનુના અને તેના ગોઠિયાઓના પ્રચાર વડે એની ટોળીમાં અનેક બાળકો ભળવા લાગ્યાં અને તેથી જુદી જુદી વાનીઓ ઉંદરો માટે આવવા લાગી. બાળકોનો આવો નિર્દોષ આનંદ ચાલવા લાગ્યો.

થોડાક દિવસો આમ ચાલ્યું, પછી બાળકોનો ઉત્સાહ ઓસરવા લાગ્યો અને તેમના તરફનો ફાળો પણ ઘટવા લાગ્યો. પરિણામે મુષકરાજોને મીજબાની ઓછી મળવા લાગી તેથી તેમણે આસપાસનાં ઘરોમાં પોતાનો વાસ બદલવા માંડ્યો. આ રીતે ખંડેરની આજુ બાજુમાં ઉંદરોનો ઉપદ્રવ વધી પડ્યો. ઉંદરોનો આમ એકાએક ઉપદ્રવ થવાનું કારણ કેટલાક ઉત્સાહી યુવકોએ શોધી કાઢ્યું. પરિણામે વિનુની નિરાશા વચ્ચે પોસ્ટરોનો નાશ થયો અને આ રીતે વિનુની ઉંદર–રમતનો અંત આવ્યો. ખિન્ન હૃદયથી એણે પોતાની પ્રવૃત્તિ બંધ કરી અને ઉંદરોની માફી ચાહી.

સરકાર તરફથી માનચાંદની યાદી બહાર પડી અને તેમાં રાવબહાદુર રમણલાલને સરનો ખિતાબ મળ્યો. એટલે તેની ખુશાલીમાં રમણલાલે નામાંકિત પુરુષો, સ્ત્રીઓ અને અમલદારોને પોતાને આંગણે મીજબાની માટે નોતર્યા. સરલાના આગ્રહે તેમણે બાળકોનું પણ એક સંમેલન ભરવાનું નક્કી કર્યું હતું અને તેથી તેમણે મહેમાનોને ખુશ કરવા માટે ગામના બાળકોને 'વેશપરિધાન' કરી આવી ઇનામ જીતવા માટે જાહેર કર્યું. પરિણામે ગામના

બાળકો જુદા જુદા વેશ માટે તૈયારી કરવા લાગ્યા. વિનુ પણ આ પ્રવૃત્તિમાં પડી ગયો.

વિનુનો વિચાર તો રાજકુમાર બની ઘોડા પર સ્વારી કરવાનો હતો પણ તેના પિતાએ તેમ કરવાની ચોકખી ના પાડી એટલે વિનુનું મ્હોં પડી ગયું. બકુલાએ માંડ તેને સમજાવ્યો, અને તેને 'શરણાઇ-વાળા' નો વેશ પહેરવાને સમજાવ્યો. વિનુએ આખરે નમતું આપ્યું અને કબૂલ કર્યું. બાળ સંમેલનનો દિવસ આવ્યો. વિનુએ ખિન્ન હૃદયે પોતાનો વેશ સજ્યો. વેશ તદ્દન સાદો હતો. ટુંકી ધોતી પહેરી ઉપર કેડીયું પહેર્યું અને માથા પર રૂમાલ બાંધ્યો. શરણાઇની જગાએ ગામના રાવળિયાની પાસેથી તેની પીપુડી માગી લીધી. આ રીતે પીપુડી વગાડતાં ડોલતી ચાલે વિનુએ જવું એમ નક્કી થયું. વિનુને ખભે એક ઝોળી ભેરવવામાં આવી હતી અને તેમાં રોટલાના થોડા ટુકડા ને ખાવાનું ભરવામાં આવ્યું હતું. આમ ઉઘાડા પગે શરણાઇ વગાડતો ઢીલા પગલે વિચારશીલ દેખાતો વિનુ ડગલાં ભરવા લાગ્યો. બાળસંમેલન ગામની બહાર સર રમણ-લાલના બગીચામાં હતું અને ત્યાં જવાનો રસ્તો ખંડેર આગળથી પસાર થતો હતો. ખંડેરથી

બગીચો બહુ દૂર હતો નહિં એટલે વિનુને એના પિતાએ સૂચના આપી હતી કે તેણે ખંડેર આગળ-થી પીપુડી વગાડવાની શરૂઆત કરવી. અને તેથી વિનુએ ઢીલે પગલે, રડમસ ચહેરે, પીપુડી વગાડ-વાની શરૂઆત ખંડેર આગળથી કરી. પોતાના પ્રિય સ્થાન આગળ આવતાં એને 'ઉંદર સપ્તાહ'-ની યાદ આવી અને તેના પરિણામે એની આંખમાં એકાદ બે આંસુ પણ ઉપસી આવ્યાં. વિનુ થોડી-વાર ત્યાં જ થોભ્યો. ઉંદરો વિનુનાં પગલાં પહેલે-થીજ ઓળખતા હતા અને તેમાં આ વખતે વિનુના ખભે ભેરવેલી ઝોળીમાંથી તાજા રોટલાની ગંધ આવતી હતી એટલે ગંધદ્વારા વિશેષ આકર્ષાઈ ઉંદરો દરોમાંથી ઝટપટ નીકળવા લાગ્યા. વિનુ શૂન્ય મનસ્ક ચિત્તે પીપુડી વગાડતો આગળ વધ્યો અને એની પાછળ ઉંદરોનું ટોળું કૂદકા મારતું ચાલવા લાગ્યું. વિનુને પોતાની પાછળ ઉંદરો આવે છે તેનું ભાન હતું નહિં. જેમજેમ એ આગળ વધવા લાગ્યો અને પીપુડીના સૂર કાઢવા લાગ્યો તેમ તેમ ઉંદરોનું ટોળું પણ વધવા લાગ્યું. ઉંદરો પણ હાર બંધ સેંકડોની સંખ્યામાં એની પાછળ ચાલવા લાગ્યા. નાચતા જાય, કૂદતા જાય ને ચાલતા જાય!

સંમેલનનો સમય થઇ ગયો હતો. પરીક્ષકો બાળકોના અવનવા અને વિચિત્ર વેશોનું નિરિક્ષણ કરી તેમને ગુણાંક આપતા હતા તેવામાં દૂરથી પીપુડીનો અવાજ આવ્યો. સૌથી પહેલાં બાળકોનું અવાજ તરફ લક્ષ ગયું અને લક્ષ જતાં જ તેમણે પોતાના સરદાર વિનુને મુષક સૈન્ય લઇ આવતો નિહાળ્યો એટલે તેમના હર્ષનો પાર રહ્યો નહિં. તેમણે કીકીઆરી કરી મૂકી એટલે નિરિક્ષકોની નજર પણ દૂરથી આવતા વિનુપર પડી અને તરતજ



સ્થિર થઇ ગઇ. બધા જ પરીક્ષકોએ તરત જ પોત પોતાના પત્રકમાં ૧૦૦–૧૦૦ ગુણાંક લખી દીધા. ખરેખર ! દ્રષ્ય પણ અદ્‌ભૂત જ હતું. સંમેલનના

દ્વાર આગળ સંમેલનના આમંત્રિત ગૃહસ્થો અને સ્ત્રીઓએ વિનુને વધાવી લીધો. વિનુને બધાં શાબાશી આપવા લાગ્યાં ત્યારે વિનુને આશ્ચર્ય થયું. એણે સ્વાભાવિક રીતે પાછળ નજર કરી તો એના પોતાના મુષકરાજોને જોયા અને એનું હૈયું હર્ષથી થનગની ઉઠયું. ઝટપટ એણે પોતાની ઝોળીમાંથી રોટલાના ટુકડાઓ ઉંદરો તરફ ફેંકવા માંડ્યા. ઉંદરો પણ પોતાનો થાક ઉતારવા અને મીજબાની માણવા રોટલાના ટુકડાઓ પર તૂટી પડ્યા. રોટલાના ટુકડાઓની ખેંચાખેંચી માટે ઉંદરોની અંદરો અંદરની લડાઇ અને ચીચીઆરી વડે વાતાવરણ ભરાઇ ગયું અને સંમેલનમાં સહુ કોઇ આનંદના અતિરેકથી ઉલ્લાસિત થઇ ગયું. તરતજ મુખ્ય પરીક્ષકે દોડતા આવી વિનુને પોતાના બાહુમાં જકડી લીધો અને સન્માનિત મહેમાનો માટે બનાવેલ ખાસ ઉંચા સ્થાન પર એને ઉભો કરી દેતાં તેમણે પોતાનું પ્રવચન શરૂ કર્યું, 'સન્નારીઓ! તથા સદ્‌ગ્રહસ્થો! આજે આપણા આનંદનો અતિરેક છે. આજના વિજેતા આ બાળકે આપણને મંત્રમુગ્ધ કરી દીધા છે. મેં અંગ્રેજી પાઠ્ય પુસ્તકમાં 'The Piper' શરણાઇ વાળાનું ગીત અને ચિત્ર જોયાં હતાં. તે વખતે

વિદ્યાર્થી અવસ્થામાં આમ બને કે કેમ તેની મને શંકા હતી પણ મારી શંકા આ બુદ્ધિશાળી બાળકે નિર્મૂળ કરી છે. એણે ખરેખર શરણાઇવાળાનો વેશ સુંદર રીતે ભજવી બતાવ્યો છે. શરણાઇના નાદે મુગ્ધ થએલું મુષકરાજોનું અગણિત સૈન્ય નિહાળી આપણે બધા સ્તબ્ધ થયા છીએ અને તેથી તેને પ્રથમ ઇનામ આપવાનું જાહેર કરતાં મને અત્યંત આનંદ થાય છે.'

તે પછી કલેકટરના હસ્તે વિનુને પારિતોષિક આપવામાં આવ્યું. કલેકટરે પોતે પણ વિનુના અદ્‌ભૂત વેશ પરિધાનથી ખુશ થઇ તેને અભિનંદન આપતાં પોતાના કાંડાનું સોનાનું ઘડિયાળ ભેટ આપ્યું. આમ ખુદ પ્રમુખ તરફથી ઇનામની શરૂઆત થતાં સર રમણલાલે પોતાના તરફથી એક બાઇસીકલ ભેટ આપવાની જાહેરાત કરી અને આમંત્રિત મહેમાનો તરફથી પણ વિનુ પર ભેટનો વર્ષાદ વરસ્યો. આ રીતે વિનુ દીવસ જીતી ગયો અને વિનુના વિજયથી પ્રમોદરાય અને બકુલાના હર્ષનો પાર રહ્યો નહિં. તેમનાં હૈયાં પ્રફુલ્લીત થયાં કારણ કે બધાની દ્રષ્ટી વિનુ અને તેનાં માત પિતા પર ઠરી ગઇ હતી. વિનુ ઉત્સાહભેર ઘેર પાછો ફર્યો

એટલે બકુલાએ એને પોતાના ખોળામાં ખેંચી લઈ ને બચ્ચી કરી, ત્યારે વિનુના ચહેરા પર અદ્દભૂત હાસ્ય તરવરી ઉઠ્યું.



# પસ્તીપુરાણ

મનુનો એક કૉલેજ મિત્ર હતો. એનું નામ હતું શરદ. શરદ સાહિત્યવિલાસી હતો. ઇતિહાસના સંશોધનનો વિષય એને ખૂબ પ્રિય હતો. મનુ અને શરદ પ્રિવીઅસમાં સાથે હતા ત્યારનો બન્નેને પરિચય હતો. એ પરિચય મિત્રતામાં પરિણમ્યો હતો. મનુ ઇન્ટર સાયન્સમાં ગયો અને શરદ ઇન્ટર આર્ટ્સમાં ગયો. બન્ને કૉલેજના જુદા વિભાગમાં ગયા છતાં એમની મિત્રતા તૂટી નહિં. શરદે સીનીઅર બી. એ.માં ઐચ્છિક વિષયો તરીકે ઇતિહાસ અને અર્થશાસ્ત્ર લીધા હતા. પોતાના પ્રિય વિષયના ઉંડા અભ્યાસ અર્થે એણે

કૉલેજ બદલી હતી. મનુ પર શરદનો એક દિવસ પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું કે નાતાલની રજા દરમિયાન તે મનુને ઘેર રહેવા આવશે. તે વખતે પોતાના સંશોધન સાહિત્ય વિષે ચર્ચા કરશે અને પોતાનું તૈયાર થતું પુસ્તક બતાવશે.

શરદ નાતાલની રજા પડતાં જ આવ્યો અને ઘણા દિવસે બન્ને મિત્રો મળ્યા એટલે અનેક વાતોની ચર્ચા કરવા બેઠા. મનુને વિનુના કાંઈક અડપલાની બીક હતી તેથી એણે પોતાના ઓરડા-નાં બારણાં બંધ કર્યાં હતાં.

વિનુ કારણવશાત મનુના ઓરડા પાસેથી પસાર થતો હતો ત્યાં એણે બારણાં બંધ જોયાં એટલે એની કુતૂહલવૃત્તિ ઉશ્કેરાઇ અને એણે બંધ બારણે કાન માંડ્યા. ‘અઢારસો સત્તાવન,’ એવા શબ્દો એના કાન પર પડ્યા. એને લાગ્યું કે આ તો કોઇ ઇતિહાસની સાલ લાગે છે. નક્કી બન્ને જણા ઇતિહાસ ગોખતા હશે. પછી વિનુએ બારણાની તડમાંથી અંદર નજર કરી તો બન્ને મિત્રો કાગળોના થોકડા ઉથલાવતા બેઠા હતા. એ વાતો કરતા દેખાયા એટલે વિનુ તે વખતે ચાલ્યો ગયો. પણ જમતી વખતે બધાં રસોડામાં ભેગાં થયાં

ત્યારે વિનુએ પૂછ્યું: 'મોટાભાઇ, તમે શરદભાઇ સાથે શાની ચર્ચા કરતા હતા? ઇતિહાસનીજ ને?'

'બેસ દોઢડાહ્યા! તારે તેની શી પંચાત છે?' મનુએ એને તરછોડી કાઢ્યો.

'પણ કહો તો ખરા,' વિનુએ જીદ કરી.

'તું તારૂં જ ફોડને. પરીક્ષા પાસે આવે છે તેનું કાંઇ ભાન બાન છે કે નહિં!' મનુએ તતડાવ્યો.

હવે શરદ વચ્ચે પડ્યો. શરદના સ્વભાવમાં જ આત્મશ્લાઘાઇ ભરી હતી. એટલે તે ગંભીર સ્વરે બોલ્યો, 'એ તો હું ઇતિહાસ સંશોધનનું કાર્ય કરૂં છું. તેની મારી નોંધ મનુને બતાવતો હતો. બીજું કાંઇ ન હતું.'

'હાં. ત્યારે તો મારી અટકળ ખરી પડી,' વિનુએ તાળી પાડતાં કહ્યું.

પણ મનુએ ખભા ઉંચા ચઢાવ્યા અને વિનુના તરફ દુર્લક્ષ કર્યું એટલે વાત ત્યાં અટકી. જમી કરી વિનુ પોતાના મિત્રોની શોધમાં નીકળી પડ્યો. એને પણ નાતાલની રજાઓ હતી. અભ્યાસના ચોપડા તો અભરાઇએ મુકી દીધા હતા. એટલે રમતની પ્રવૃત્તિ મુખ્ય હતી. બધા ગોઠિયાઓ તેમના દરરોજના મિલન સ્થાને વિનુની રાહ

જોતા હતા.

'અલ્યા વિનુ! આજે કેમ મોડું થયું?' કનુએ પૂછ્યું.

'મોટાભાઈનો મિત્ર મારે ત્યાં મહેમાન તરીકે આવ્યો છે. તેથી મોટાભાઈ અને શરદચંદ્ર બન્ને ખૂબ ગોખણપટ્ટીના કામમાં પડ્યા છે. આજે મેં તેમની ગોખણપટ્ટી જાતે સાંભળી. કાંઈ ૧૮૫૭–૧૮૫૭ એમ બડબડતા હતા. શરદચંદ્ર તો આવતી કાલે જશે કારણ કે એની મા માંદી છે, એવો એના બાપાનો તાર આવ્યો છે. પછી આપણે એ લોકોના કાગળના થોકડા કાઢી લઈશું, અને જગદીશ કંદોઈની દુકાને પસ્તી વેચી દઈશું અને મિજબાની ઉડાવીશું. કેમ દોસ્તો! છે ને આબાદ યુક્તિ!' વિનુએ પોતાની યોજના જણાવી.

'હા, હા જરૂર! વગર પૈસાની મોજ કોને નહિં ગમે! જગદીશનાં ગરમાગરમ ભજીયાંનો સ્વાદ તો દોસ્ત! મોઢામાં જ રહી જાય તેવો છે!' રમેશ સ્વાદનો રસિયો હતો તે બોલી ઉઠ્યો.

બીજે દિવસે શરદચંદ્ર ગયો અને જતી વખતે મનુને કહેતો ગયો કે 'મારૂં લખાણ તારા ટેબલના જમણા ખાનામાં છે. તું તારી મેળે ફુરસદે વાંચજે

અને તારો અભિપ્રાય મને લખી જણાવજે.'

સાહેબજી સલામનો શિષ્ટાચાર થયો અને પછી શરદચંદ્ર ગયો. મનુ પણ પોતાના એકાદ મિત્રને મળવા બહાર ગયો.

વિનુને કલેજે ટાઢક વળી, કારણ કે હવે મનુ મોડી સાંજ સુધી પાછો વળે એમ ન હતું અને તેથી મનુના ઓરડાની જડતી લેવાનો એને પૂરતો સમય મળશે. અને આવેલો મોકો જવા દે એવો વિનુ ન હતો એટલે એણે મનુના ઓરડાનું બારણું ખોલ્યું અને પછી અંદર દાખલ થઇ બંધ કરીને પોતાની શોધખોળ ચાલુ કરી. કચરાની ટોપલીમાંના પસ્તીને લાયકના કાગળો કાઢી લીધા પછી એણે મનુના ટેબલનું ખાનું ખેંચી જોયું. ખાનાને કળ લગાડેલી ન હતી એટલે ખાનું તરત જ ખૂલી ગયું. ખાનું ખૂલતાં જ વિનુએ ટેબલમાંથી કાગળના થોકડાનું બંડલ પોતાની બગલમાં માર્યું અને પોતાના ઓરડામાં ગયો. બંડલ ખોલી અંદર નજર કરી તો લખાણમાં ઠેકઠેકાણે લાલ શાહીના છેકા હતા અને સુધારા વધારા કરેલા હતા એટલે વિનુની ખાત્રી થઇ કે નક્કી પરીક્ષકે તપાસી લીધા પછી પેપરના થોકડા પાછા આપ્યા હશે. અને

નકામા કાગળ તો પસ્તીમાં જ જાયને! એટલે વિનુને સંતોષ થયો કે 'મોટાભાઇના આવા નકામા કાગળનો નિકાલ હું કરી દઇશ એટલે તે બહુ ખુશ થશે.'

આમ પોતાના મનથી નિશ્ચય કરી વિનુએ કાગળનો થોકડો સહીસલામત જગાએ સંતાડી દીધો. કારણ કે એમ એક સામટા આટલા બધા કાગળો લઇને એને કોઇ બહાર જતો જોઇ જાય તો એની ખેર કાઢી નાખે!

સાંજનો વખત થયો એટલે બધા મિત્રો એકત્ર થયા ત્યારે વિનુએ પોતાના મનની વરાળ કાઢતાં કહ્યું: 'મારૂં ચાલે તો લોકોને પસ્તી માટે નકામા કાગળો કચરાની ટોપલીમાં નાખવાનો કાયદો કરાવું!'

અને પછી બધા મિત્રોએ પોતપોતાના ખીસ્સામાંથી પસ્તીના કાગળો કાઢવા માંડયા અને તે પસ્તીનો નિકાલ કરવાનું કામ કનુએ ઉપાડી લીધું. તે દોડતો દોડતો જગદીશની દુકાને ગયો અને ત્યાંથી ગરમાગરમ ભજીયાં લઇ આવ્યો અને બધા મિત્રોએ તેની મિજબાની ઉડાવી.

અચાનક વિનુને પોતાનું પરાક્રમ યાદ આવ્યું અને બોલ્યો: 'આજે તો દોસ્ત! મોટાભાઇના ટેબલમાથી એવો તડાકો પાડ્યો છે કે કાગળોનું

એક મોટું બંડલ તફડાવ્યું છે. ધીમેધીમે એ કાગળોની પસ્તી વેચીશું અને રોજરોજ ગરમા ગરમ ભજીયાં ઉડાવીશું.'

'કેમ કાંઈ ભાંગ બાંગ પીધી છે કે શું? પસ્તીના કાગળો તે કોઈ ટેબલના ખાનામાં રાખતું હશે કે?' જાણકારનો ઘમંડ રાખનાર જશુ બોલ્યો.

વિનુએ પોતાના ખમીસની બાંય—અર્ધી બાંયનું જ ખમીશ હતું એટલે તેને ચડાવવાપણું હતું નહિં પણ બાંય ચઢાવતો હોય તેમ દેખાવ કર્યો અને સુકલકડી જશુ એ જોઈનેજ થથરી ગયો. ગેંગેં પેંપેં કરી વિનુની માફી માગી લીધી અને પોતાની જાતને બચાવી લીધી.

રાતના વાળુનો સમય થવાથી બધા મિત્રો છૂટા પડ્યા ત્યારે વિનુએ કહ્યું: 'આવતી કાલે બધા પોતપોતાના ભાગની પસ્તી લાવવાનું ભૂલશો નાહ.'

શરદનો સ્વભાવ એવો વિચિત્ર હતો કે વિનુના ઘરનાં બધાંને એ અણગમતો પરોણો ગયો તેથી કલેજે ટાઢક વળી. તેથી રાતના વાળુ વખતે વાતાવરણમાં શાંતિ હતી. મનુને કોણ જાણે કેમ શરદ તરફ ખૂબ જ પક્ષપાત હતો એટલે ભણતા ગણતા મોટા છોકરાને નારાજ ન કરવા ખાતર શરદને

બધાં નિભાવી લેતાં હતાં.

મનુ પોતાના મિત્ર શરદનાં વખાણ કરતો બોલ્યો: 'ખરૂં કહું છું જો. શરદ તો મહાન પુરૂષ થવાને સર્જાયો છે! એની બાહોશીની વાતજ શી કરવી! એ કેટલો બધો શરમાળ છે તેની તમને ખબર છે? એણે ઇતિહાસ સંશોધનનું કાર્ય કર્યું છે અને તે વિષે એક મોટું પુસ્તક લખ્યું છે. મને એ પુસ્તકનું લખાણ વાંચી જવા માટે એ આપતો ગયો છે. એ પુસ્તક જ્યારે છપાશે ત્યારે ઇતિહાસ જુદી જ જાતનો રચાશે અને આપણા દેશમાં શરદચંદ્રનું નામ અમર બની જશે.' નાનકડું ભાષણ આપી છાતી ફુલાવતા મનુએ પોતાના મિત્રનાં ગુણગાન ગાયાં. એણે પોતાનું બોલવાનું પૂરૂં કરી પોતાના પિતા પર, પછી માતા પર, પછી બહેન પર અને છેવટ વિનુ પર દૃષ્ટિ ફેરવી પણ બધા મૂગા રહ્યા કારણ કે શરદની વાતમાં કોઇને કાંઇ રસ હતો નહિં.

આખરે વિનુ મોટાભાઇની વહારે ધાયો અને તેણે વાતમાં રસ લેતાં પૂછ્યું: 'પણ મોટાભાઇ! એવડું તે શું મોટું મહાભારત કામ તમારા શરદે કર્યું છે તે તો કહો.'

મનુની આંખમાં તિરસ્કારની છાયા ઝળકી ગઇ પણ પછી પળવારમાં જ પોતાને સાંભળનાર મળ્યો એ વિચારે એને આનંદ આવ્યો. છતાં હંસનો ચારો મોતી જાણે બગલાને નીરતો હોય તેમ એ બોલ્યો, ‘એ તો આપણા શરદે દેશનો ઇતિહાસ પલટી નાખે એવી શોધખોળ કરી છે તેની વાત



છે. એ લખાણુ માટે કેટલાએ પ્રકાશકો પડાપડી કરે છે કારણુ કે એક વખત એ પ્રકટ થયું કે ચપોચપ એની હજારો નકલ ઉપડી જ જવાની અને પ્રકાશકો લાખે લેખાં માંડવાના.’

‘હેં શું પડાપડી થશે? ક્યારે થશે? ક્યાં થશે? કોની કોની વચ્ચે થશે?’ વિનુની લડાયક

વૃત્તિ સતેજ થવાથી એણે એકસામટા અનેક પ્રશ્નો પૂછી નાખ્યા.

'શું પૂછ્યું?' મનુએ શૂન્યમનસ્ક ભાવે પૂછ્યું.

'તમે હમણા કહેતા હતા તે પડાપડી એટલે કે મારામારી!' વિનુએ કહ્યું.

મનુએ જોયું કે એણે ભેંસ આગળ ભાગવત વાંચ્યુ છે તેથી એ ખભા ચડાવતો પોતાના પિતા તરફ ફર્યો અને બોલ્યો, 'પિતાજી! શરદ આજે મારા ઓરડામાં એનું લખાણ વાંચી સંભળાવતો હતો. એ ખૂબ શરમાળ છે તેથી એણે ફક્ત મને જ આ લખાણુ બતાવ્યું છે અને હું વિના સંકોચે કહું છું કે એ જરૂર મહાન શોધક છે.'

પ્રમોદરાયને પોતાના ધંધાની વાત સિવાય બીજી કોઇ વાતની પડી ન હતી એટલે એમણે પોતાની પત્ની તરફ ફરીને કહ્યું, 'આજે મહારાજે રોટલીમાં મોણુ નાખ્યુ નથી લાગતું. કેટલી ચીવ્વટ છે. તાણે તૂટતી નથી.'

'ખરેખર અદ્‌ભૂત' મનુ પોતાના વિચારોમાં મસ્ત હતો તેથી એણે પોતાનો લવારો ચાલુ રાખ્યો.

'હવે તો એ નહિં આવે તો સારૂં,' બકુલા

કંટાળીને બોલી.

'બા, એવું તે શરદે તારૂં શું બગાડયું છે કે તું આમ કહે છે!' મનુએ ભવાં ચઢાવી પુછ્યું.

'તેની તને શું ખબર પડે! જો તારા મિત્ર શરદે શું બગાડયું છે તેની વાત સાંભળ. ભાઇ સાહેબે આપણે ઘેર પગલાં પાડ્યાં ત્યાંજ મને આવીને કહે, કાકી, હું પાક્કો સ્વદેશી ભક્ત છું. મારે માટે તમારે ઓછામાં ઓછી આટલી સગવડ તો કરી આપવી પડશે.'

મેં પુછ્યુ. 'તમે પહેલાં વાત તો કરો પછી બધું થઇ રહેશે' ત્યારે કહે, 'જૂઓ કાકી, હું ખાંડ ખાતો નથી એટલે મારે માટેની બધી વસ્તુમાં ખાંડને બદલે મારે દેશી ગોળ જોઇશે. બીજું હું બાપુજીના ગ્રામોદ્યોગમાં માનનારો છું બલ્કે તેનો ચુસ્ત અનુયાયી છું તેથી મારે માટે હાથે છડેલા ચોખા અને દાળ જોઇશે, હાથે દળેલો લોટ જોઇશે, યંત્રથી છડેલા ચોખા દાળ કે યંત્રથી દળેલો લોટ ખાવો મારે હરામ છે,' મારી ધીરજનો અંત આવતો હતો છતાં મેં પૂછી જોયું, 'બસ આટલુંજ ને કે હજી કાંઇ વધુ સગવડ જોઇશે.' ત્યારે કહે, 'હા, કેમ નહિં. મારા માટે શાકપાન

પણ ઘીમાં તળેલાં જોઇશે. કારણ કે હું તેલ મરચું ખાતો નથી. ફક્ત શાકમાં મીઠું હળદર જ નાખવાનાં. અને જૂઓ કાકી, સવાર સાંજ બે વખત મારે અર્ધો અર્ધો શેર દૂધ જોઇશે.' મને તો આટલી બધી સગવડો પૂરી પાડવાનો અણગમો પહેલાં તો આવ્યો પણ પછી અતીથિ જાણી મેં હા ભણી. પછી તો દરરોજ કાંઇ ને કાંઇ અવનવી સગવડોનો વધારો થાય અને આમ અમને તો ભાઇ! તારા મિત્રે ત્રાહિ ત્રાહિ કરી નાખ્યાં છે.'

'એ તો તારી બાજ સહન કરી શકે, મનુ! મેં તો એને કહીજ દીધું હતું કે શરદને ચોકખી સંભળાવી દે કે તું કોઇ હોટલ બોટલમાં આશરો લઇ લે અથવા તારી મરજી ફાવે ત્યાં જા કે તારા ઘર તરફ ચાલતી પકડ,' પ્રમોદરાયે પોતાના દિલનો ઉભરો કાઢ્યો અને વાત ફેરવવાને બહાને બકુલા તરફ ફરીને ઉમેર્યું, 'આજે બટાટાનું શાક મહારાજે કેવું વિચિત્ર કર્યું છે! ગોળ આમલી છાંટવીજ ભૂલી ગયો છે.'

મનુએ જોયું કે બા બાપા આગળ પોતાની દાળ ગળે તેમ નથી એટલે એણે પોતાનું વાક્ચાતુર્ય વિનુ પાસે ચલાવવાના હેતુથી કહ્યું, 'હા વિનુ, હું શું

કહેતો હતો? શરદની ઐતિહાસિક શોધ તો અદ્‌ભુત છે. તું હમણાં જે ઇતિહાસ શીખે છે તે ઇતિહાસમાં તો ક્રાંતિ આવશે અને તારે નવો જ ઇતિહાસ શીખવાનો આવશે.'

'મારે તો મોટાભાઇ! ઇતિહાસ ભૂગોળ સાથે બારમો ચંદ્રમા છે. આપણુને એ સાલો ગોખવી જરાય ફાવતી નથી. ભૂતકાળની વાતો માટે તે શીદને આટલી બધી લમણાઝીક માસ્તરો કરતા હશે! ફલાણાએ આમ કર્યું, ફલાણાનો વિગ્રહ થયો કે વિજય થયો તેમાં આપણો શું શુક્રવાર વળ્યો? આપણે બંદા તો વર્તમાનમાં માનવાવાળા. હમણાં-જે બને તેજ ખરૂં, બાકી બધું ઠીકાઠીક,' વિનુએ પોતાની હૈયાવરાળ ઠાલવવા માંડી. વાતનો છેડો ક્યાં યે સુધી લંબાત પરંતુ એટલામાં જ નોકરે આવીને મનુના હાથમાં તાર મૂક્યો. તારના પીળા પરબીડિયાનાં દર્શનથી જ બધાનાં હૃદય ફડફડી ઉઠ્યાં. અને બકુલા બોલી ઊઠી, 'શેનો તાર છે, મનુ?'

મનુએ તાર ફાડી અંદરનું લખાણ વાંચીને કહ્યું: 'એ તો શરદનો તાર છે. એનું લખાણ જલદી રજીસ્ટર્ડ બુકપોષ્ટથી મોકલવા લખે છે.'

'લખાણ મંગાવે છે તેમાં એ ગાંધીભગતને તાર કરવાની શી જરૂર પડી ! એક પોસ્ટ કાર્ડ લખ્યો હોત તો પણ ચાલત,' પ્રમોદરાય ટાણો મારવાનો મોકો સહેજમાં જવા દે એવા ગ્રહસ્થ ન હતા તેથી ટીકા કરી.

ઝટપટ હાથ મોં ધોઇને મનુ ઊઠયો અને પોતાના ઓરડામાં ગયો અને ટેબલનું ખાનું ખેંચ્યું તો અંદરથી કાગળનો થોકડો ગુમ ! ભૂલથી કદાચ બીજે મૂક્યું હશે એમ ધારી આખો ઓરડો મનુએ ઉથલાવી જોયો. પથારીની નીચે નજર કરી, કચરાની ટોપલી ફેંદી જોઇ, કપડાંનો કબાટ ખોલી કપડાં ખોળી જોયાં પણ ક્યાં યે લખાણના કાગળોનો પત્તો ન લાગ્યો એટલે એ હાંફલો ફાંફલો રસોડામાં દોડી ગયો અને બોલ્યો: 'બહેન, તેં મારા ટેબલ-માંથી કાગળોનો થોકડો કાઢ્યો છે કે કેમ ?'

'તે મારે તમારૂં ટેબલ શા માટે ખોલવું પડે ! એવો જૂઠો આરોપ શા માટે મૂકો છો ?' બહેન બોલી ઊઠી.

'ત્યારે તો નક્કી એ વંઠેલ વિનુનું જ પરાક્રમ ! ક્યાં ગયો એ બદમાશ ?' મનુએ વિનુને શોધવા નજર કરી પણ વિનુ ત્યાં ન દેખાયો કારણ કે મનુએ

તાર વાંચતાં જ વિનુના પેટમાં તેલ રેડાયું હતું કે એણે કાચું બાફયું છે તેથી એ પણ ઝટપટ હાથ ધોઇને પોતાના ઓરડામાં પહોંચી ગયો હતો અને ત્યાંથી કાગળોનો થોકડો લઇને મનુ એના ઓરડામાંથી બહાર નીકળે તેની રાહ જોતો ઉભો હતો. મનુ જેવો બહાર ગયો કે તરત જ કાગળો-નો થોકડો એણે મનુના ટેબલના ખાનામાં સરકાવી દીધો અને પાછો પોતાના ઓરડામાં પેસી ગયો.

બકુલાએ જોયું કે મનુના મગજની પારાશીશી ઘણી ઉંચે ચડી ગઇ છે. વિનુ ધબેડાઇ જશે તેથી તેણે વિનુને બૂમ પાડીને રસોડામાં બોલાવ્યો.

વિનુને જોતાંજ મનુએ ત્રાડ પાડી, 'વિનુ, મારા કાગળો ક્યાં ગયા?'

'કેવા કાગળો?' વિનુએ ઠંડે કલેજે પૂછ્યું.

'કેવા તે વળી ઘુઘરાવાળા,' મનુએ ચીડા-ઇને કહ્યું.

'તે મને શું ખબર. બજારમાં જઇને પૂછો.'

વિનુએ હવે તો ગમ્મત જ કરવાનો નિશ્ચય કર્યો. જેમ જેમ વિનુના કલેજાની ટાઢક મનુએ જોઇ તેમ તેમ તેના મગજની ગરમી વધતી ગઇ, તે બોલ્યો, 'મશ્કરી શાનો કરે છે? મારા ટેબલમાં

લખેલા કાગળોનો થોકડો હતો તે.'

'તેની મને શું ખબર! કદાચ ઉંદરો ઉજાણી કરી ગયા હશે.' વિનુએ કહ્યું.

'શું બોલ્યો? ઉંદરો ઉજાણી કરી ગયા? એક બે કાગળ નહિં અને સો બસો કાગળની! ત્યારે તો નક્કી તારૂં જ કાંઇ કારસ્થાન હશે. જો બા, વિનુને તું કહે નહિં તો પછી હું એની ખબર લઇ નાખીશ.'

વિનુને જરાય મચક આપતો ન જોઇને મનુએ માતાનો આશ્રય ખોળ્યો. બકુલાને લાગ્યું કે વિનુ આમ એના મોટાભાઇને ઉડાવે તે ઠીક નહિં તેથી તેણે વિનુને કહ્યું, 'વિનુ, તેં કાગળો લીધા હોય તો આપી દેને'

'પણ બા! મને બિલકુલ ખબર નથી,' વિનુએ કહ્યું અને પછી મોટાભાઇ તરફ ફરીને ઉમેર્યું, 'પણ મોટાભાઇ! તમેજ કહેતા હતા ને તમારા મિત્રના લખાણ માટે પ્રકાશકો પડાપડી કરે છે તો પછી તેમાંના એકાદે ચોરાવી લીધું હોય તો?'

પ્રમોદરાયને વિનુની બુદ્ધિ માટે માન ઉપજ્યું. અને તેઓ હસી પડીને બોલ્યા, 'મનુ, વિનુની આ વાત ઉડાવવા જેવી નથી. આવું બને પણ ખરૂં.'

'પિતાજી! આપ પણ મારી શીદને મશ્કરી કરો છો!' લગભગ રડી દેતાં મનુએ કહ્યું અને પછી ઉમેર્યું, 'ગરીબ બિચારો શરદ! એની બધી આશાઓ પર પાણી ફરી વળ્યું,' કહી પોતાનું કપાળ કુટ્યું અને રસોડામાંથી દોડતો જઇ પોતાના ઓરડામાં ભરાઇ ગયો.

મનુ ગયો એટલે વિનુ પોતાની બા તરફ ફરીને બોલ્યો, 'કેવી અજબ જેવી વાત, બા! મોટાભાઇ એટલું પણ માનતા નથી કે ઉંદર કાગળ ખાઇ જાય છે. ઉંદર કાગળો ખાઇ ગયા એટલું કહેતામાં જ રાતાચોળ થઈ ગયા. નક્કી એમનું કાતરીયું ગેપ થઇ ગયું લાગે છે. એમના ટેબલમાં શું મૂકયું છે ને શું નહિં તેની મને શું ખબર? એમણે પોતે જ કાંઇ આડા અવળા મૂકી દીધા હશે અને પછી ભુલી ગયા હશે અને હવે આવા ધમપછાડા કરે છે.'

બકુલાને પણ વિનુના પટપટારાથી કંટાળો આવ્યો અને તે બોલી, 'બંધ કર, તારો પટપટારો વિનુ, જંગલી જેવું શું બોલે છે! હું પોતે જઇને મનુના ઓરડામાં તપાસ કરૂં છું.' એમ કહી બકુલા ઉઠી અને મનુના ઓરડા તરફ રવાના થઇ. મનુ પોતાના પલંગમાં ઉંધે માથે પડ્યો હતો. તેના

માથા પર હાથ પસારતાં તે બોલી, 'ઉઠ મનુ! એમ નિરાશ શીદને થાય છે! ચાલ આપણે તપાસ કરીએ. યાદ કર જોઇએ તેં ક્યાં મૂક્યા હતા?'

'બા! મારા ટેબલના ખાનામાં મૂક્યા હતા.' મનુએ કહ્યું.

'ચાલ ત્યારે, તારૂં ટેબલ તપાસીએ.' કહી બકુલાએ મનુનું ટેબલ તપાસવા માંડયું. ટેબલનાં



ખાનાંઓ તપાસતાં તપાસતાં આખરે એના હાથમાં કાગળનું એક બંડલ આવતાં જ એ બોલી ઉઠી:

'આ રહ્યું તારું કાગળનું બંડલ! આજને?'

બકુલાના બોલ સાંભળતાં જ લાગલો મનુ છલંગ મારીને ઉઠ્યો અને બકુલાના હાથમાંથી કાગળોનું બંડલ લગભગ ખેંચી લેતાં એ બોલ્યો: 'હા, બા! એજ' કહી કાગળોનો થોકડો પોતાની છાતીએ વળગાડ્યો. બકુલાએ ઠપકાભરી નજર મનુ તરફ ફેંકી કહ્યું: 'આટલી તારી યાદદાસ્ત કે મનુ! તું પોતે મૂકે અને પછી ભૂલી જાય અને વળી ઘરના લોકો પર પીસ્તાલ પાડે!'

'પણ બા! મેં ચોક્કસ બધાં ખાનાં જોયાં હતાં, તે વખતે ત્યાં ન હતા,' મનુએ કહ્યું.

'ત્યારે હમણાં ક્યાંથી આવ્યા?' બકુલાએ પૂછ્યું.

મનુની આંખો શરમથી ઢળી ગઇ અને એ ચૂપ થઇ ગયો. વિનુ આ બધો વખત ઓરડાની બહાર ઉભો રહીને તાલ જોતો હતો તે હવે અંદર ધસી આવ્યો અને બોલ્યો, 'જોયું ને બા! મોટાભાઇ કેવા ભૂલકણા છે!'

'ચાલ ચીબાવલા,' કરી બકુલા વિનુનો હાથ પકડીને બહાર દોડી ગઇ.

✡

## નાઝીવાદ

'હાં, મુકુલ! કાલે તું મને શું કહેતો હતો?' દરરોજના નિયમ પ્રમાણે બધા ભેગા મળતાં વિનુએ પૂછ્યું.

'હું તો નાઝીની વાત કહેતો હતો,' મુકુલે કહ્યું.

'નાઝી નહિં પણ નાત્સી,' ઇશુએ કહ્યું.

'ઓ હો! નાત શી એટલે કઇ નાતના એમ જ ને?' વિનુએ નાત્સીનો અર્થ કર્યો.

'ના, એમ નહિં. નાત શી નહિં પણ નાત્સી એટલે કે એક જાતની સંસ્થા.' ઇશુએ કહ્યું. ઇતિહાસનો શોખ હતો અને વર્તમાન પત્ર દરરોજ

વાંચતો હતો તેથી વિનુના બધા મિત્રોમાં એ ઇતિહાસનો ખાં ગણાતો.

'ત્યારે તેની વાત તો કર,' વિનુએ કહ્યું.

'મારા કાકા વિજયરાય જર્મનીમાં પાંચ વર્ષ રહ્યા હતા. તેમણે મને નાત્સીની વાત કરી છે. નાત્સીનો અર્થ 'રાષ્ટ્રવાદી સંસ્થા' એવો થાય છે. બીજા લોકો નાત્સીનો ઉચ્ચાર નાઝી કરે છે અને જર્મન લોકોને નાઝી કહે છે. તેમના વિચારને નાઝીવાદ કહે છે,' ઇશુએ ભાષણકારની છટાથી કહ્યું.

'પણ એ લોકોનો ધંધો શું છે? એ તો કહે.' વિનુએ પૂછ્યું.

એ નાત્સી લોકો યાહુદી લોકોના કટ્ટા શત્રુ છે. યાહુદીઓના પર ત્રાસ વર્તાવે છે અને જર્મનીમાં યાહુદીને માટે રહેવું પણ ભારે પડી ગયું છે તેથી ઘણા યાહુદીઓ બીજા દેશમાં નાસી ગયા છે. મારા વિજયકાકાએ પણ એમના મિત્ર નવલકાન્તને તાર કરીને એક યાહુદી કુટુંબને આપણા દેશમાં તેડાવી લેવાને લખેલું અને તેમણે એવી રીતે સરકારી પરવાનગી મેળવીને આપણા દેશમાં એક યાહુદી કુટુંબને આશરો અપાવેલો એમ મારા કાકા કહેતા

હતા,' ઇશુએ લંબાણ કરતા કહ્યું.

'યાહુદી લોકો શું ધંધો કરે છે?' વિનુએ પૂછ્યું.

'આપણે ત્યાંના મારવાડી જેવા જ જર્મનીના યાહુદીઓ છે. મારવાડીની જેમ લોકોને પૈસા વ્યાજે ધીરે અને એકના બમણા ચોમણા કરે, વેપાર કરે અને ખૂબ ખૂબ પૈસા એકઠા કરે.' ઇશુએ કહ્યું.

'આપણા ગામનો ગમનાજી મારવાડી પણ એમ જ કરે છે. મારા બેટાને દેશનિકાલ કરવો જોઇએ અને એનું બધું લૂંટી લેવું જોઇએ.' વિનુએ તરત જ ન્યાય તોળી આપ્યો.

'હા હા. તો તો ખૂબ મઝા પડે.' બધા બોલી ઉઠ્યા.

'ઠીક ત્યારે, આપણે બધા આજથી નાઝી અને આપણું કામ મારવાડીઓને લૂંટવાનું અને તેમને દેશ નિકાલ કરવાનું. બોલો તમે બધા છો તૈયાર,' વિનુએ હાકલ કરી અને વિનુની સરદારી નીચે બધાએ મારવાડીઓની ખો ભૂલવવાનું કબૂલ કર્યું. એટલામાં વિનુને અચાનક કાંઇક યાદ આવતાં એણે ઇશુ તરફ ફરીને પૂછ્યું, 'પણ ઇશુ! એ નાઝી લોકોના સરદારને એ લોકો શું કહે છે?'

ઇશુએ જણાવ્યું, 'હર હીટલર.'

વિનુનું વ્યાકરણનું જ્ઞાન તો સાધારણ જ હતું પણ એક વખત નર અને નારી જાતિનાં રૂપ વ્યાકરણ શિક્ષકે છડીની ધારે બધા પાસે તૈયાર કરાવ્યાં હતાં અને તેથી અંગ્રેજી ભાષામાં 'Her' હર નારી જાતિ માટે વપરાય છે અને 'His' હીઝ અને 'Him' હીમ નર જાતિ માટે વપરાય છે એવું વિનુને આબાદ યાદ રહી ગયું હતું તેથી એણે તિરસ્કાર પૂર્વક કહ્યું: 'એ નાઝી લોકોનો સરદાર તો બાયલો લાગે છે બાયલો!'

'એમ શા ઉપરથી કહે છે?' ઇશુએ પૂછ્યું.

'બાયલો છે તેથી જ તો નારી જાતિનો 'હર' પ્રત્યય પોતાની આગળ લગાડે છે. આપણે બંદા નાઝી ખરા, એ વાત કબૂલ પણ આપણે કાંઇ બાયલા થોડા છીએ કે આપણે 'હર' લગાડીએ! આપણે તો 'હીઝ' આપણા નામની આગળ લગાડીશું. 'હીઝ' તો પુરૂષ વાચક પ્રત્યય છે,' વિનુએ છાતી કાઢતાં કહ્યું અને પછી બધાએ સર્વાનુમતે પોતાના સરદારને 'હીઝ વિનુ'ની પદવી અર્પણ કરી અને મુકુલે તેની જય બોલાવતા કહ્યું: 'બોલો આપણા સરદાર હીઝ વિનુની જય!' બધાએ એકકે અવાજે વિનુની જય પુકારી.

'હાં ત્યારે, હવે આપણે મુદ્દાની વાત પર આવીએ. આપણે ત્યાંના ગમનાજી મારવાડીને આપણે ચોક્કસ લૂંટવો, એને ચીઢવવો, સતાવવો અને એટલો બધો કંટાળો આપવો કે એ આપણું ગામ છોડીને ભાગી જાય અને પછી એની દુકાન-માંથી આલુ, કાજુ, દ્રાક્ષ, બદામ અને પીપરમીંટની લૂંટ કરવી. છે કબૂલ,' વિનુએ પોતાની યોજના દર્શાવી અને બધાએ તેની યોજના વધાવી લીધી. ગમનાજી મારવાડી પ્રત્યે બધાનો—ખાસ કરીને બાલજગતનો પૂર્વગ્રહ બંધાઇ ગયો હતો તેનાં કારણ અનેક હતાં. એક તો એ મારવાડીનું બેડોળ મોટી ફાંદવાળું શરીર, બીજું પૈસાના પ્રમાણમાં હંમેશાં થોડું ઘણું ઓછું આપવાની તેની હંમેશ-ની વૃત્તિ અને ત્રીજું કારણ બાળકો પ્રત્યેનો એ વાંઝીયા મારવાડીનો તિરસ્કાર. આ બધા કારણોથી તે બાળકોને અપ્રિય થઇ પડ્યો હતો.

ગમનાજીએ ગામમાં દુકાન માંડી તે પહેલાં ચીમન ચકલીની દુકાન ચાલતી હતી. ચીમન ચકલી—ચકલી ઉપનામ બાળકોએ એને આપ્યું હતું કારણ કે ચકલીની જેમ એ હંમેશાં નાકમાંથી જ બોલતો—એ મીઠા સ્વભાવનો વાણિયો હતો અને

બાળકો પ્રત્યે એ હંમેશાં માયા બતાવતો. દશા-વીશીના ચક્કરમાં એ આવી ગયો અને તેથી એણે દુકાન બંધ કરી દીધી અને બહાર ગામ ચાલ્યો ગયો. ત્યારથી બાળકોને મને કે કમને ગમનાજીની દુકાને પાઇ પૈસાની ખાવાની ચીજો લેવા ગયા સિવાય છૂટકો ન હતો. પહેલાંની જેમ તેમને મળતી છૂટછાટ બંધ થવાથી બાળકોનો તેના પ્રત્યે તિરસ્કાર જન્મ્યો હતો.

'અરે! ગમનાજી કેવો કંજુસ છે! આપણા બધાના પૈસા ઓહિયાં કરી કરીને દરરોજ ફાંદ વધારતો જાય છે! એની ફાંદ પણ કેવી મોટા બલુન જેવી છે! એ ફાંદમાં એકાદ ધપ્પો મારીએ તો કેવી મઝા પડે!' વિનુએ સૂચવ્યું. અને એ વિચારે બધા ખડખડાટ હસી પડ્યા. બધાએ એક સામટા જઇને ગમનાજીને ચીઢવવાનો વિચાર કર્યો અને વિનુની સરદારી નીચે ચઢાઇ પણ કરી.

સાંજનો વખત હતો. અંધારૂ થવા આવ્યું હતું પણ પૈસા બે પૈસાનું નાહક ગ્યાસતેલ બળી જાય તેટલા માટે અંધારામાં ગલ્લામાંથી પૈસા કાઢી ગમનાજી ગણતો હતો ત્યાં વિનુનું ટોળું આવી ઉભું અને બધાએ એક સાથે બુમ પાડી, 'ગમનાજી

મારવાડી મખ્ખીચૂસ! એની ફાંદમાં મારો એક મોટી ધૂસ!' ગમનાજીને આવો કવખતનો ચેલકાઓનો ત્રાસ અસહ્ય લાગ્યો અને તે હાથમાં દંડો ઉપાડી ઢીલા ધોતિયાને ફાંદપર તંગ કરતો દોડ્યો



એટલે ટોળીના બે ભાગ પડી ગયા. ગમનાજી એક ભાગની પાછળ પડ્યો એટલે બીજા ભાગે ગમનાજીની ગેરહાજરીનો લાભ લઇ લીધો અને જેના હાથમાં જે કાંઇ આવ્યું તે ચપોચપ ખીસ્સાઓમાં ભરી દીધું અને પછી તેમાંના એકે બુમ પાડી 'ગમનાજી પકડાયો ટીલી લીલી લોલ!'

આ પ્રમાણે સંકેત સાંભળતાં જ ગમનાજી જે

છોકરાઓ તરફ દોડ્યો હતો તે સંતાઇ ગયાં અને અંધારામાં ફાંફાં મારવાં ફોગટ છે એમ સમજી ગમનાજી પોતાની દુકાને પાછો ફર્યો ત્યારે એણે જોયું કે એની દુકાનમાં ભારે અવ્યવસ્થા થઇ ગઇ છે. કપાળ કુટી, પરસેવો લુછતો અને છોકરાઓને સ્વસ્તિ વાચન સંભળાવતો એ ઉઠયો અને દુકાનને બંધ કરી પાછલા ભાગમાં ચાલ્યો ગયો. બાળકોએ પણ ભેગા મળી ભાગ પાડી ઉજાણી ઉડાવી.

બીજે દિવસે વિનુએ ગમનાજીને ગામ બહાર કાઢી મૂકવા માટે શું કરવું તે માટે ખૂબ ભેજુ કસી જોયું અને પોતાના મિત્રોને પણ પૂછી જોયું કે આપણે બધાએ શું કરવું કે જેથી ગમનાજીની દુકાનમાંની બધી ખાવાની ચીજો આપણા હાથમાં આવે! એણે ઇશુને પૂછયું 'અરે ઇશુ! પેલા હર હીટલરે યાહુદીઓને કેવી રીતે હાંકી કાઢયા તે વાત તો કહે.'

'બધા નાત્સીઓ ભેગા થયા અને તેમણે જર્મનીમાં કાયદો કર્યો અને પછી યાહુદીઓનાં ઘરબાર લૂટી લઇને તેમને દેશનિકાલ કર્યા.' ઇશુએ કહ્યું.

'હા, હીઝ વિનુ! તું પણ દોસ્ત કોઇ એવીજ

તરકીબ શોધી કાઢ,' મુકુલે કહ્યું. વિનુએ માથું ખંજવાળવા માંડયું.

'હાં પણ ઇશુ! એ લોકો, નાઝી લોકો શું કરે છે તે તો કહે?' વિનુએ પૂછ્યું.

'આપણા ઉમરા પર બા જેવો સાથિયો પૂરે છે તેવો સાથિયો બધા નાઝીઓ પોતાની બાંય પર ચીતરે છે અને પછી આપણે જેમ 'જય જય' કરીએ છીએ તેમ એકબીજાને સલામ કરવાને હાથ ઉંચા કરે છે,' ઇશુ બોલ્યો.

'ત્યારે દોસ્તો! આપણે બધા આજથી નાઝીની જેમ કરીએ. આપણી બાંય પર પણ કંકુના સાથિયા કાઢીએ અને પછી ગમનાજી એ સાથિયા જોશે કે એના પેટમાં તેલ રેડાશે કે નાઝી આવ્યા એટલે તરત મારો બેટો તાબે થઇ જશે.' વિનુએ ચપટી વગાડતાં કહ્યું.

'દોસ્ત વિનુ, સાથિયા બાથિયા આપણે બાંય પર ચિતરવા નથી કારણ કે કંકુના ડાઘા બા ખમીશની બાંય પર જૂએ તો ધબેડી જ નાખે.' નટવરે કહ્યું.

'હા એ વાત પણ ખરી. ત્યારે હવે શું થાય?' કાંઇક રસ્તો કાઢવા માટે વિનુએ ઇશુ

તરફ જોયું.

અને ઇશુએ એનો રસ્તો કાઢયો પણ ખરો. એણે કહ્યું : 'નાત્સી લોકો પોતાનો એક વાવટો રાખે છે. એ વાવટો ધોળા રંગનો હોય છે અને તેના પર સ્વસ્તિક ચિતરેલો હોય છે. આપણે એવો વાવટો બનાવીએ તો પછી બાંયો બગડે નહિ.'

'વાહ દોસ્ત! કમાલ કરી તેં તો,' વિનુએ ઇશુની પીઠ થાબડતાં કહ્યું અને પછી બીજે જ દિવસે બધા ભેગા થયા ત્યારે વિનુએ પોતાના ખીસ્સા-માંથી ફાટેલા ધોતિયાનો એક કટકો કાઢયો અને પછી તેના પર ઇશુએ સ્વસ્તિક ચિતર્યો. મુકુલ એકાદ કામડાની ચીપ લઇ આવ્યો અને આ રીતે વિનુના નાઝીવાદનો ધ્વજ તૈયાર થયો.

અને એક કાર્ડ બોર્ડ પર વાંકા ચૂકા અક્ષરે વિનુએ ચિતર્યું:

'હીઝ વિનુ. મારવાડીઓનો કાળ.'

અને તેને ખીલી મારી એક લાકડી પર ચોઢી દીધું. દરરોજ સંધ્યા ટાણે વિનુની સરદારી નીચે એની ટોળી વાવટા અને પુઠાંઓ લઇને ગમનાજીની દુકાનથી થોડે દૂર ઉભા રહે અને વાવટા હલાવે, પુઠાંઓ ઉંચાંનીચાં કરે, 'હીઝ

વિનુ' ની જય બોલાવે અને કેટલાક છોકરાઓ 'ગમનાજી મારવાડીનો નાશ થાવ' નાં સુત્રો પોકરાવે.

શરૂશરૂમાં ગમનાજી ખૂબ ચીઢાવા લાગ્યો. પણ પછી તો રોજનું આમ થવા લાગ્યું તેથી તેણે આંખ આડા કાન કરવા માંડ્યા. છોકરાઓને ગમનાજીની નિષ્ક્રિયતાએ ઢીલા પાડી દીધા કારણ કે હંમેશાં પ્રતિસ્પર્ધી વિના લડાઇ થાય પણ કેવી રીતે!

ઇશુએ આ વાતનો તોડ કાઢ્યો. એણે સૂચન કર્યું કે 'આપણે ગમનાજી પર એક નોટીસ કાઢીએ અને તેમાં જણાવીએ કે આઠ દહાડામાં તું ગામમાંથી ચાલ્યો જા નહિં તો નાત્સી લોકો તારો નાશ કરશે.'

'હા, યાર, બરાબર છે તારી વાત,' મુકુલ બોલ્યો અને પછી નીચે પ્રમાણેની નોટીસ સર્વાનુમતે લખાઇને તૈયાર થઇ.

'ગમનાજી મારવાડી!

નાઝી લોકોનો તું કટ્ટો શત્રુ છે.
આઠ દહાડાની મુદતમાં
તારે ગામ છોડી ભાગી જવું
નહિંતર અમે તારો નાશ કરીશું.

લી.
હીઝ વિનુ'

આ પ્રમાણેની નોટીસ લખાઇ પણ ગઇ અને તેની પાછળ એક સ્વસ્તિક ચિતર્યો. પછી તેની નીચે એક ખોપરી ચિતરી અને ખોપરીની બે બાજુ બે હાડકાં ચિતરીને નોટીસને ભયંકરતાનું રૂપ આપ્યું. એક છોકરા સાથે તે ગમનાજીને મોકલાવી. ગમનાજીને તો હવે ગંમત પડતી હતી તેથી એણે છોકરાના હાથમાંથી નોટીસ લીધી અને ખૂબ ગભરાતો હોય તેવો ઢોંગ કર્યો. દૂર ઉભેલા વિનુ અને તેના સાથીદારોએ ગમનાજીના ધ્રૂજતા હાથ અને કરચલી પડેલુ કપાળ જોતાં તેમનાં હૃદય આનંદથી પ્રફુલ્લિત થઇ ગયાં.

આઠ દિવસ જોત જોતામાં પસાર થઇ ગયા છતાં ગમનાજીનો વેપાર ધમધોકાર ચાલતો હતો અને તે ગામ છોડીને ગયો ન હતો, તેથી વિનુએ ફરીથી પોતાની ટોળીને બોલાવી અને સલાહ પૂછતાં કહ્યું, 'આ મારવાડી તો ટળતો નથી. હવે એને કાઢવાનો છે કોઇ ઉપાય ?'

'નાત્સી લોકો કરે છે તેમ એને પકડીને લૂંટી લેવો અને પછી મુશ્કેટાટ બાંધી ગામ બહાર મૂકી આવવો,' ઇશુએ કહ્યું.

'એ તારી વાત ખરી છે. પણ એવડા મોટા

માણસને બાંધવો શી રીતે ?' રમણે પૂછ્યું.

'જૂઓ, આપણે એમ કરીએ. આપણામાંના બે ચાર જણાએ છાનામાના એના ઘરમાં સંતાઈ રહેવું અને પછી રાત પડે અને એ ઘોરવા માંડે ત્યારે એને બાંધી દેવો. પછી ટીલી લીલી લોલ બોલાવીને બધાને એકઠા કરવા અને એને ગામને પાદર મૂકી આવવો. બોલો બનશે ?' વિનુની સાહસ વૃત્તિએ ઊપાય સૂચવ્યો.

'હા, હા, કેમ નહિં. મઝા પડશે,' બધાએ એકી અવાજે કહ્યું. અને પછી એક અંધારી રાત્રે ગામમાં રામલીલા આવી હતી તે જોવા જવાનું બહાનું કાઢીને બધાએ પોત પોતાને ઘેરથી રજા લીધી અને ગમનાજી આડો અવળો થાય કે તરતજ વિનુ, ઇશુ, મુકુલ અને રમણે એના ઘરમાં પેસી જવું અને ઉપરના કાતરિયામાં સંતાઈ જવું એવો પેંતરો રચ્યો.

અંધારૂ થવા આવ્યું અને દરરોજની ટેવ પ્રમાણે ગમનાજી અંધારે અંધારે ગલ્લામાંથી સિલ્લક કાઢીને ગણવા લાગ્યો. પછી એક કોથળીમાં સિલ્લક ભરી દીધી એટલામાં એને પેશાબ કરવા જવાની જરૂર પડી એટલે દુકાનથી થોડે

દૂર પેશાબ કરવા બેઠા. વિનુ આવી જ કોઈ તકની રાહ જોતો હતો એટલે તરતજ તેણે ધીમી સીસોટી મારી બધાને ઇશારો કર્યો, એટલે વારાફરતી બીલ્લી પગલે મમનાજીની દુકાનમાં દાખલ થઇ ગયા અને સંકેત પ્રમાણે કાતરિયામાં ભરાઇ બેઠા.

કાતરિયામાં અંધારૂં ઘોર હતું, તેથી ફંફોળ-તા ફંફોળતા એકબીજાની હુંફે બધા બેઠા એટલે વિનુની જીભ ઉપડી. તેણે ધીમે રહીને પૂછ્યું: 'હાં ઇશુ! તારા પેલા નાઝી લોક પછી શું કરે તે તો કહે?'

'નાઝી લોકોના સૈનિકો પછી તો યાહુદીને પકડીને કેદ કરે અને તેની માલમિલ્કત લૂટી લે. પછી યાહુદીને જેલમાં પૂરીને તેના પર જુલમ ગુજારે,' ઇશુએ કહ્યું.

'આપણી પાસે જેલ ક્યાં છે?' રમણે પૂછ્યું.

'કેમ ભૂલી ગયા કે શું? પેલું ખંડેર છે કે નહિં, તે જ આપણી જેલ. એક વખત એને પકડ્યો કે પછી ટાંગાટોળી કરીને ખંડેરમાં પૂરી દેવો અને પછી એને સતાવવો. એવો તો સતાવવો કે જીંદગીની ખો ભૂલી જાય,' વિનુએ પોતાના હાથ મસળતાં મસળતાં કહ્યું. આમ એ લોકોની વાતો

ચાલતી હતી એટલામાં નીચે કાંઇક અવાજ થયો એટલે બધાએ કાન માંડ્યા. વિનુ કાતરિયાના દાદરને પગથીએ સુધ જઇને શું થાય છે તે જોવા લાગ્યો. એની નજર સામેના ઓરડા પર પડી. ઓરડામાં એક માણસ બેટરી પકડીને ઊભો હતો અને તિજોરી ખોલવાની મહેનત કરતો હતો. એણે આખરે તિજોરી ખોલી અને તેમાંથી નોટોના થોકડા પોતાના ખીસ્સામાં ભરવા લાગ્યો. વિનુએ ઇશારો કરી ઇશુનો હાથ દાબ્યો અને કહ્યું: 'દોસ્ત! આ મારવાડી તો બધા પૈસા લઇને દેશમાં નાસી જવાની તૈયારી કરતો લાગે છે. ચાલો આપણે એને પકડી લઇએ.'

અને તરતજ બીલ્લી પગલે જરાય અવાજ ન થાય તેમ બધા ઓરડાના બારણા પાસે આવ્યા અને ઓરડામાંનો માણસ સાવધ થાય તે પહેલાં ઓરડાનાં બારણાં બંધ કરી દઇને સાંકળ લગાવી દીધી અને વિનુ બોલ્યો, 'દોસ્તો! આપણી ફત્તેહ થઇ છે. હવે મારો બેટો સપડાયો છે. આપણને બારણાં ખોલવા એ કાલાવાલા કરશે.'

પણ ઓરડામાં બિલકુલ શાંતિ હતી. થોડીવાર પછી બારણાને હચમચાવતો પેલો માણસ દાંત

કચકચવતો સંભળાયો એટલે વિનુ બોલ્યો, 'માર-
વાડી મુંઝાયો લાગે છે. હવે જ એને ખબર પડશે
કે હીઝ વિનુ અને એના નાઝી લોકો કેવા બળ-
વાન છે!'

થોડીવાર પાછી શાંતિ હતી. બાળકોના સાહસ-
પ્રિય સ્વભાવને આવી સ્મશાન શાંતિ અકળાવવા
લાગી એટલે તેમણે વિચાર કર્યો કે 'હવે તો
મારવાડીને પૂરી દીધો છે. એટલે એની તો ફિકર
ચિંતા નથી. ચાલો, આપણે બધા દુકાનમાં જઈને
ખાટી મીઠી, ચોકલેટ, દ્રાક્ષ, કાજુ, બદામ, પીપર-
મીંટ પર હાથ મારીએ.'

અને એવો નિશ્ચય કરીને ધીમે પગલે બધા
મકાનના આગલા ભાગમાં જ્યાં દુકાન હતી ત્યાં
આવ્યા. એટલામાં દુકાનના એક ખૂણામાંથી કોઈક
કણસતું હોય તેવો અવાજ આવ્યો.

મુકુલ ડરપોક સ્વભાવનો હતો તેથી બોલ્યો,
'અહિંયાં તો કોઈક છે!'

'તે તેમાં તું શીદને ગભરાય છે, પોચકીદાશ,'
કહી વિનુએ એના બરડાપર ધપ્પો લગાવ્યો
અને બધા પેલા અવાજ તરફ ગયા.

'વાહ રે મારવાડી! તું તો બહુ જબરો લાગે

છે! જૂઓ દોસ્તો! મારવાડીએ આપણા કોઇ નાઝીને જ કેદ પકડી પૂરી રાખ્યો છે. ચાલો આપણે એને પહેલાં છોડાવીએ અને પછી ગમનાજીની બરાબરની ખબર લઇએ. લુચ્ચો બદમાશ,' કહેતાં કહેતાં વિનુએ દાંત કચકચાવ્યા અને પોતાના ખીસ્સામાંથી ચપ્પુ કાઢીને આગળ વધ્યો.

પેલા માણસના મ્હોમાં ડુચો મારેલો હતો અને તેના હાથ પગ બાંધેલા હતા. વિનુએ ઝટપટ તેના હાથ પગનાં બંધન ચપ્પુ વડે કાપી નાખ્યાં અને ઇશુએ પેલાના મ્હોંમાંનો ડુચો ખેંચી કાઢ્યો. થોડીવાર બરાબરના બે ચાર વખત જોરથી શ્વાસ લઇને પેલો માણુસ સાવધ થયો અને બોલ્યો, 'પેલો ચોર ક્યાં ગયો? હાય હાય રે મને લૂંટી ગયો!'

વિનુ પળવારમાં શું બની ગયું હતું તેનો તાલ પામી ગયો અને તેથી તરત જ સાવધ થઇને બોલ્યો, 'શેઠજી! ગભરાવ છો શા માટે? અમે તેને તમારા તિજોરીવાળા ઓરડામાં બરાબરનો પૂરી દીધો છે. ચાલો, તમને બતાવું.'

વિનુના આવા શબ્દો સાંભળી મારવાડી ગાંડો સરખો બની ગયો. એ વિનુને ભેટી પડ્યો અને કહ્યું, 'ભાઇ! તેં મને આજે જીવતો બચાવ્યો.

ભલું થજો તારું અને તારા મિત્રોનું.'

ઇશુ બધામાં ખૂબ વ્યવહાર કુશળ હતો તેથી એણે ગમનાજી તરફ ફરીને કહ્યું, 'શેઠ! એમ શું કરો છો! અમે કાંઇ વધુ કર્યું નથી પણ હવે તમારા મહેમાનને જેલ મહેલમાં તો પધરાવો.'

ઇશુની આવી ટકોર સાંભળી બધા હસી પડ્યા અને ગમનાજી તરત જ ઉઘાડા શરીરે જ માથે પાઘડીનું ખોખું ખોસતો અને કાછડી ઘાલતો પોલિસ ચોકી તરફ ગયો અને થોડીવારમાં ફોઝદાર અને બે સિપાઇઓને તેડીને પાછો આવ્યો. તે પછી બધા તિજોરીવાળા ઓરડા તરફ ગયા. ફોઝ-દારની નજર ત્યાં બારણા આગળ પહેરેગીરની માફક પહેરો ભરતા છોકરાઓ ઉપર પડતાં જ એના મૂળગત સ્વભાવ પ્રમાણે એ તડુકી ઉઠ્યો અને બોલ્યો, 'એઇ ચેલકાઓ! ત્યાં બધા ભેગામળી શું કરો છો?'

પણ વિનુ અને તેના સાથીઓ શાંત રહ્યા. એટલે ગમનાજી તરત જ બોલી ઊઠ્યો: 'ફોજદાર સાહેબ, એ છોકરાઓએ જ મને આજે જીવતદાન આપ્યું છે એમ કહું તો જરાય ખોટું નથી.'

એને આગળ બોલતો તોડી પાડતાં અને

જશનો ટોપલો નાના છોકરાઓ પર ઓઢાડાતો જોઇને ફોજદાર ચીઢાયો અને બોલ્યો : 'કેવી રીતે?'

'જૂઓ સાહેબ, આ છોકરાઓએ મારા મકાનમાં કાંઇ અવાજ થતો સાંભળ્યો હશે તેથી આ છોકરાઓ હિંમત કરીને ઘરમાં પેઠા અને ચોરને તિજોરી પાસે ઉભેલો જોતાં તેને સૌથી પ્રથમ ત્યાં પૂરી દીધો અને પછી મારી પાસે આવીને મારા બંધન કાપી નાખી, મારા મ્હોમાંથી ડુચો કાઢી નાખી મને છોડાવ્યો. કહો ભલા! હવે આ છોકરાઓએ મને જીવતદાન આપ્યું એ વાત ખરી કે નહિં?' ગમનાજીએ છોકરાઓ તરફ ઉપકાર માનતી દૃષ્ટિ ફેંકતાં કહ્યું અને ફોઝદારને પણ તે વાત કબૂલવી પડી. વિનુ અને તેની ટોળી કેટલીએ વાર પોલિસખાતાની પણ છેડતી કરવા ચૂકતી નહિં તેથી પોલિસખાતાના માણસો વિનુ અને તેની ટોળી પ્રત્યે તિરસ્કારની નજરે જોતા હતા એ ટોળકીનું આવું સુંદર કામ જોઇને ફોઝદારને એમના પ્રત્યે માન જન્મ્યું અને તે બોલ્યો : 'શાબાશ મારા બાળકો!' અને પછી પોતાના સિપાઇઓને બારણા પાસે ગોઠવીને ધીમે રહીને બારણું ખોલ્યું. અંદર પૂરાએલો ચોર બારણું

ખૂલે તેની રાહ જોતો જ ઉભો હતો. એમ થતાં જ બહાર ઉભેલા પોલિસોને ધક્કો મારી તેમને પાડી નાખી એ આગળ દોડ્યો. પણ વિનુ તેને સ્હેજમાં જવા દે તેમ ક્યાં હતો! એણે પોતાના હાથમાંનો દંડો જરા ત્રાંસો ચોરના રસ્તામાં સરકાવી દીધો અને તેની અડફટમાં આવતાં જ ચોર સાષ્ટાંગ દંડવત પ્રણામ કરતો પડ્યો કે તરત જ તેની પીઠ પર વિનુ, ઇશુ, મુકુલ અને રમણ ચારે ઘોડો પલંગી બેસી ગયા. આંખ ઉઘાડીએ એટલી પળવારમાં આ બધું બની ગયું.

આમ અગમચેતી વાપરવા માટે ફોઝદારના મનમાં વિનુ અને તેની ટોળકી પ્રત્યેનું માન શતધા વધી ગયું. તેમણે બધાની પીઠ થાબડી અને કહ્યું, 'શાબાશ મારા બહાદુર ચેલકાઓ! તમે ખરેખર આજે કમાલ કરી છે!' અને પછી પોતાના હાથમાંની હાથકડી પેલા ચોરના હાથમાં સરકાવી ચાવી મારી દીધી અને પોલિસોએ તેના હાથે દોરડાં બાંધી દીધાં અને તેને બહાર દોરીને લઇ ગયા.

ચોરની નજર વિનુ અને તેની ટોળી પર પડતાંજ તે દાંત કચકચાવતો બોલ્યો, 'નખોદી-આઓ! આજે તમે મારો ઘાણ બગાડી નાખ્યો!

બચ્ચાઓ ! યાદ રાખજો તમારી એકે એકની ખબર લઇ નાંખીશ.'

'હમણા તો તારી પોતાની જ ખબર પહેલાં લેવરાવ. અમારી ખબર લેવા આવજે તો ખરો કે તને પણ ખબર પડશે કે 'વાનર સેના'ને છેડવાનું શું પરિણામ આવે છે!' વિનુએ નિડરપણે એને જડબાતોડ જવાબ આપી દીધો.

ફોઝદાર અને પોલિસો પેલા ચોરને ધક્કો મારતા આગળ દોરીને પોલિસ ચોકી તરફ લઇ ગયા પછી ગમનાજી મારવાડીના શરીરમાં હોશકોશ આવ્યા અને તે બોલ્યો, 'બચ્ચાઓ! તમારાથી લેવાય તેટલું લઇ લો! તમને મન ગમે તે ઉઠાવો! આખી દુકાન જોઇએ તો લૂટી લો!' અને એમ કહેતાં એણે કોઇના હાથમાં ખાટી મીઠીથી ભરેલી બરણીઓ તો કોઇના હાથમાં ખોબે ખોબે કાજુ આલુ વગેરે જે કાંઇ હાથે ચઢ્યું તે આપવા માંડયું. અને બધાએ પોતાના પાટલુનના ને ખમીસના ખીસ્સામાં જે કાંઇ હાથે ચઢ્યું તે ભરવા માંડયું.

ગમનાજી અનિમેષ નયને બાળકોના તરફ જોઇ રહ્યો અને પછી તેમના તરફ ફરીને બોલ્યોઃ 'બચ્ચાંઓ! આજ પછી ગમે ત્યારે તમારે મારી

દુકાનેથી તમને ફાવે તે ચીજ લઇ જજો. હું તેનો એક્કે પૈસો લઇશ નહિં.'

વિનુ અને તેના સાથીદારોએ ગમનાજીના બોલ સાંભળતાં વાર જ 'ગમનાજી શેઠની જય' બોલાવી અને બધા ત્યાંથી બહાર નીકળ્યા. બહાર નીકળતાં વાર જ વિનુની વાચા ઉઘડી ગઇ અને તે બોલી ઉઠ્યો, 'અલ્યા ઇશુ! કોઇ સ્વપ્ન બપ્ન તો નથીને! જરા મને ચુંટી ખણી જોને.'

અને ઇશુએ તેના જવાબમાં પોતાના હાથમાં-ની બરણીને હડપચી અને છાતી વચ્ચે દબાવી વિનુને એવી તો ચુંટી ખણી કે તે તરત જ ચીસ પાડી ઊઠ્યો, 'ઓ બાપ રે! તને કહ્યું એમાં આટલી બધી મોટી ચુંટી ખણાય કે!'

અને પછી બધા હસી પડ્યા.

'અલ્યા વિનુ!' મુકુલે કહ્યું.

'વિનુ નહિં હીઝ વિનુ,' ઇશુએ સુધાર્યું.

'હા, હા, હીઝ વિનુ! આપણે બધા તો મારવાડીને લૂંટવા અને દેશ નિકાલ કરવા ગયા હતા અને તેમાંનું લૂંટવાનું કામ તો પાર પડ્યું પણ આપણે તેને દેશનિકાલ તો કર્યો નહિં તેનું શું?' રમણે પૂછ્યું.

'હવે બેસને ચિબાવલા! આપણે થોડા પેલા જરમનિયા નાઝી છીએ કે જુલમ ગુજારીએ! આપણે ગાંધીજીના ભગત રહ્યા એટલે અહિંસા-વાદી!' વિનુએ કહ્યું.

અને ધ્રશુએ પૂર્તિ કરી, 'આપણે આપણા કામ સાથે કામ. બીજી શી પંચાત! આજથી ગમનાજીની દુકાનની સ્વતંત્રતા મળી તે કાંઈ ઓછું છે!!' અને બધા ખડખડાટ હસી પડ્યા.



## ગાંધી સપ્તાહ

રેંટિયા બારસ એટલે ગાંધીજીનો જન્મદિવસ. ગાંધીજીના જન્મ સપ્તાહને રેંટિયા સપ્તાહ કે ગાંધી સપ્તાહ પણ કહેવાય છે. વિનુની શાળાએ પણ ગાંધી સપ્તાહ ઉજવવનો નિશ્ચય કર્યો હતો. સપ્તાહ દરમ્યાન બધે જેમ સાધારણ રીતે થાય છે તેમ ધ્વજવંદન, સમુહ કાંતણ, પ્રાર્થના વગેરે તો શાળામાં કરવાનાં હતાં જ પરંતુ શાળાના નવિન આચાર્ય ગાંધીભક્ત હતા અને તેમણે કાંઈક નવિન કાર્યક્રમ કરવાના હેતુથી અને મહાત્માજીની હાકલને માન આપીને આસપાસના ગામોની સુધારણા માટે શાળાના વિદ્યાર્થીઓની એક ટોળી મોકલવા ઠરાવ

કર્યો હતો. તે પ્રમાણે શાળાના વિદ્યાર્થીઓનો પચીસ જણાનો એક કાફલો તૈયાર કર્યો હતો.

એ લોકોએ શનિવારે શાળા છૂટયા પછી ઘેર જઈ જમી કરી તૈયાર થઈને આવવાનું હતું. સાથે જો બને તો દાળિયા કે ચણા કે પછી જે કાંઇ ઉપહાર મળે તે રાખવા માટે નક્કી થયું હતું. બીજાં સાધનમાં એક શેતરંજી, એક ઓશિકુ, એક પ્યાલો. થાળી, વાટકો, લોટો વગેરે લેવાના હતા અને બદલવાને માટે એક જોડ કપડાં રાખવાનાં હતાં.

વિનુ સ્વયંસેવક તરીકે પોતાનું નામ નોંધાવવા ઉભો થયો ત્યારે તેના શિક્ષકે વિરોધ કર્યો પણ વિનુના શાંત ચહેરા પર કોઇ પણ ભાવનો અભાવ જોઇને અને નવિન આચાર્યને એનાં પરાક્રમોનો પરિચય ન હોવાથી તેમણે વિનુનું નામ નોંધવા શિક્ષકને કહ્યું. શિક્ષકે તો વિનુના શાંત ચહેરા પર-થી જ દરરોજના અનુભવે નક્કી કરી દીધું હતું કે 'તોફાન પછીની શાંતિ' ના સૂત્રથી તદ્દન વિરૂદ્ધ 'શાંતિ પછીથી તોફાન' ના સૂત્રનું અક્ષરસ: પાલન કરનાર એક માત્ર વીર પુરૂષ હોય તો તે વિનુ જ હતો એટલે કમને તેમણે વિનુનું નામ નોંધ્યું પણ આચાર્ય ના ગયા પછી તેને સૂચના આપતાં કહ્યું, 'જો વિનુ!

તારી હંમેશની તોફાન કરવાની વૃત્તિ અહિંયાં જ મૂકીને આવવાનું છે નહિં તો પ્રસાદ ખાવા તૈયાર રહેજે.'

વિનુએ પણ જવાબ આપ્યો, 'હા સાહેબ.'

થોડા વખતથી શાળામાં એક નવિન વિદ્યાર્થી દાખલ થયો હતો. એ બહુ ચાલાક અને હોશિયાર હતો. શરીરે પણ સશક્ત હતો. શિક્ષકને એના પ્રત્યે ખૂબ પક્ષપાત હતો અને તેથી એમણે તેને વર્ગ પ્રમુખ–મોનીટર–બનાવ્યો હતો.

વિનુને પોતાની સરદારી સામેનો પ્રતિસ્પર્ધી અરવિંદ ગમતો ન હતો અને તેમાં ખાસ કરીને તાકાતમાં પણ અરવિંદ ગાંજ્યો જાય એમ ન હતો એટલે વિનુને એની થોડીક બીક લાગતી હતી.

ખાસ કરીને વિનુની સરદારી નીચેના એના જૂના સાથોદારો પૈકી કેટલાક આ નવા વિદ્યાર્થીના તેજથી અંજાઇ તેના પક્ષમાં ભળી ગયા હતા ત્યારથી અરવિંદ વિનુને આંખના કણાની માફક ખુંચતો હતો. અરવિંદ પણ હંમેશાં વિનુ તરફ તિરસ્કારની નજરથી જોતો હતો તેથી બન્ને વચ્ચે ઉંદર બિલાડીની પ્રીત (?) બંધાઇ હતી. આજની ટોળીના નાયક તરીકે પણ અરવિંદની જ શિક્ષકે નિમણુક કરી ત્યારે વિનુની આંખનો ખુણો રાતો

થયો પણ કાંઈ નહિં, જોઈ લેવાશે, કરી એણે મન મનાવી દીધું.

સાંજના ચારના સુમારે બધા વિદ્યાર્થીઓ શાળાના ચોગાનમાં ભેગા થયા. આચાર્યે તેમને સૂચના આપી અને તેમના કાર્યમાં સફળતા ઇચ્છતા આશીર્વાદ આપ્યા. વિદ્યાર્થીઓની ટોળીએ કુચ આરંભી. વિદ્યાર્થીઓનો નાયક અરવિંદ સૌથી આગળ ચાલતો હતો અને વિદ્યાર્થીઓની ચાર ચારની હાર હતી. સૌથી પાછળ શિક્ષક હતા.

રવિવારના દિવસે વિદ્યાર્થીઓને ખાવા માટે દાળ ચોખા અને શાક લીધા હતા. અનાજ કરિયાણુ તેમજ બીજાં કેટલાંક સાહિત્યો સાથે એક ગાડું ટોળીની સાથે જ પાછળ પાછળ ચાલતું હતું. બધા વિદ્યાર્થીઓ પાસે તેમના પોતાના થેલા અને બિસ્તરા ગાડામાં મૂકાવવામાં આવ્યા હતા જેથી તેઓ સારી રીતે કુચ કરી શકે. દરેક છોકરાના થેલા અને બિસ્તરા પર તેના નામની ચીઠી ચોઢેલી હતી. સૌથી આગળ છાતી કાઢીને ચાલતા અરવિંદને જોઈને હળવે સાદે વિનુએ પોતાના મિત્ર ઇંદુને કહ્યું, 'જો તો ખરો ઇંદુ! પેલો અરવિંદો તો જાણે ઇટલીના સરમુખત્યાર મુસોલીનીનો જ બેટો હોય

તેમ ચાલે છે!' અને બન્ને હસી પડ્યા.

અરવિંદ પોતાના ખીસ્સામાંથી ચોકલેટ કાઢીને ખાતો હતો અને ચોકલેટ ખાતી વખતે પાછળ ફરીને બધાને બતાવતો હતો. કોઇ જો માગે તો તેને ઠિંગો બતાવતો હતો. વિનુને ખાસ કરીને ચીઢવવાને માટે એ વારંવાર કહેતો હતો, 'એઇ વિનુ! સીધો સીધો ચાલ. વાત શાનો કર્યા કરે છે?'

શિક્ષકની ધાકનો માર્યો વિનુ આ બધું સહી લેતો હતો. પણ હાં! આ શું? એના મનમાં વિજળી વેગે એક વિચાર આવ્યો અને એનું મ્હોં હાસ્યથી ખીલી ઉઠ્યું. એ જાણે કાંઇ જ ન હોય તેમ શાંત બનીને ચાલવા લાગ્યો. જે ગામ આ ટોળી જવાની હતી તે ૮–૧૦ માઇલ દૂર હતું અને તેથી સાંજ સુધી ત્યાં પહોંચાય તેમ ન હતું.

ચોમાસાના દિવસ હતા અને આકાશમાં ખૂબ વાદળાંઓ હતાં. રસ્તે કાદવ કીચડ પણ હતો તેથી કુચની ઝડપ બહુ ધીમી હતી. સાધારણ અંધારૂ થવા આવ્યું ત્યારે ગામ ૨–૩ માઇલ દૂર રહ્યું હતું. એવામાં એક ચીસ સંભળાઇ અને બધાએ જોયું તો રસ્તા વચ્ચે ઘુંટણ પકડીને વિનુ બેસી ગયો હતો અને ચીસો પાડતો હતો, 'ઓ મા રે! ઓ

મારા બાપ રે! મરી ગયો રે, ખૂબ દુખે છે રે! વગેરે.'

એણે પોતાનો ચહેરો પણ દુ:ખના ભારથી એવો કરમાવી નાખ્યો હતો કે શિક્ષકને પણ ખાત્રી થઇ ગઇ કે વિનુને નક્કી કાંઇક થયું છે. એટલે તેઓ વિનુ પાસે ગયા અને તેના માથા પર હાથ પસવારતાં પૂછ્યું, 'શું થયું છે વિનુ?'

'સાહેબ, ઘુંટણમાં ખૂબ દુ:ખે છે. સહન થતું નથી,' લગભગ રડી દેતા સાદે વિનુએ કહ્યું.

શિક્ષકે ગાડામાંથી પ્રાથમિક સારવાર (First Aid)નાં સાધનોમાંથી આયોડીન કાઢી વિનુના ઘુંટણે લગાડ્યું અને કહ્યું કે 'વિનુ, તું ગાડામાં બેસી જા, કારણ કે તું ચાલશે તો તારો ઘુંટણ સુજી જશે.' અને બે ત્રણ જણાએ ગાડા પર વિનુને ચઢાવી દીધો.

શિક્ષકે વિનુને કહ્યું: 'હવે તું શાંતિથી થોડીવાર બેસી રહેજે. આપણે ગામમાં પહોંચશું કે તરત જ તારા ઘુંટણે શેક કરીશું એટલે આરામ થઇ જશે. ગભરાતો નહિં.'

આગળ બાળકોની કુચ ચાલુ હતી. શિક્ષક પણ પોતાની જગાએ ગોઠવાઇ ગયા અને વિનુ ગાડામાં બિસ્તરા પોટલા વચ્ચે એકલો પડ્યો. એને

એજ જોઇતું હતું. અંધારે અંધારે પણ એણે અરાવદનો બગલ થેલો ઓળખી કાઢ્યો અને પછી તેમાં ખોળાખોળ કરીને સૌથી પહેલા ચોકલેટના પેકેટોનું બંડલ શોધી કાઢ્યું. એકાદ બે ચાખી જોતાં એના મ્હોંમાં સ્વાદ લાગ્યો એટલે એણે બાકીની ચોકલેટો ખીસ્સામાં ભરી દીધી. ફરીવાર તપાસણીમાં એના હાથમાં એક પડીકુ હાથમાં આવ્યું. પડીકું દબાવી જોતાં એને ખાટીમીઠીના ગોળા જેવું લ.ગ્યું. એટલે પડીકું ફાડી જોયું અને તેમાંથી વાનગી ચાખી જોતાં ખટમધુરો સ્વાદ એના મોંમાં રહી ગયો એટલે પોતાના પાટલુનના બીજા ખીસ્સામાં લેમોનેડના ગોળા ભરી દીધા. કાંઇ બાકી છે કે કેમ તેની તપાસ કરતાં એક બીસ્કીટનું પેકેટ હાથ ચઢ્યું. બીસ્કીટનું પેકેટ એના કોઇપણ ખીસ્સામાં સમાઇ શકે તેમ ન હતું એટલે એણે પોતેજ તેને ન્યાય આપવાનું નક્કી કર્યું અને એને ભૂખ પણ લાગી હતી એટલે બધા બીસ્કીટ ધીમે ધીમે એણે પૂરા કરી નાખ્યા અને પછી સ્વસ્થ થઇને બેઠો. એવામાં જ ગામના દીવા દેખાયા એટલે એણે પાછો પોતાનો ઢોંગ શરૂ કરી દીધો અને કણસવાનું શરૂ કર્યું. ગામની શાળાના

મકાનમાં જ મુકામ હતો તેથી ત્યાંના મહેતાજી પાદર સુધી સામા આવ્યા હતા. તેમની સાથે શાળાના મકાનમાં આવ્યા પછી શિક્ષકે વિનુને ગાડામાંથી ઉતરવા કહ્યું પણ વિનુ કાંઇ કાચો ન હતો તેણે તો પોતાના ધુંટણુ સામે હાથ કરી ઇશારતથી જ પોતાની ઉતરવાની અશક્તિ દર્શાવી એટલે બે ચાર વિદ્યાર્થીઓએ એને ધીમે રહીને ઉતાર્યો અને પછી ટાંગાટોળી કરીને શાળાના મકાનમાં લઇ જઇ એક પાટલી પર સુવાડયો. દરમ્યાન શિક્ષકે મહેતાજીને કહી શેકની તૈયારી કરાવી અને વિનુએ પોતાના ધુંટણુને શેક પણ કરવા દીધો.

વિદ્યાર્થીઓ પોત પોતાના બગલથેલા અને બીસ્તરાઓ ગાડામાંથી લાવીને ગોઠવવા લાગ્યા. અરવિંદે વિનુને સતાવવા માટે વિનુનો બીસ્તરો પોતાની પાસે જ પાથર્યો અને શિક્ષકે પણ તેમાં અનુમતિ આપી કારણ કે વિનુના પર કાબુ રાખી શકે તેવો એક માત્ર તેના વર્ગનો વડો નિશાળિયો અરવિંદ જ હતો.

મુકામની વ્યવસ્થા થઇ ગયા પછી સાંજના વાળુ માટે બધા એકઠા થયા. આકાશમાંથી વાદળ વિખરાઇ ગયાં હતાં અને ચાંદની ચમકતી હતી

એટલે સૌ પોત પોતાનાં થાળી વાટકા લઈને શાળાના ચોગાનમાં જ પંક્તિ કરી ગોઠવાઈ ગયા. શિક્ષકે ધીમે ધીમે વિનુને ખોડંગતે પગે ચલાવતા ચલાવતા લાવી પોતાની પાસે તેનું ભાણું મંડાવ્યું. ગામડાનું સાદુ ભોજન હતું. થાકેલા હતા એટલે બધાને ભૂખ પણ કકડીને લાગી હતી તેથી ખીચડી ને શાક ઉપર સારી પેઠે હાથ માર્યો અને વાટકામાં પીરસેલી મોળી છાસના ફડકા લગાવ્યા.

શિક્ષકે વિનુને ઘણું કહ્યું કે 'તું છાસ પીશ નહિં કારણ કે તારા પગનો દુઃખાવો વધી જશે' પણ વિનુએ કહ્યું, 'સાહેબ, એ તો હવે મટી જવા આવ્યો છે' અને એણે બે ચાર વાટકા છાસ પી લીધી.

જમ્યા પછી અર્ધા કલાકે કેમ્પ ફાયરનો કાર્યક્રમ હતો અને તે વખતે બધાએ પોત પોતાનો ફાળો આપી ગામના લોકોને ખુશ ખુશ કરી દીધા. લગભગ રાતે ૧૧ વાગે બધા વિખરાયા એટલે થાકેલા બાળકો પણ પોત પોતાના બિસ્તરા પર આડા થયા.

અરવિંદના ખીસ્સામાં થોડીક ચોકલેટ વધી હતી તેથી એણે તે મૂકી દેવાને બગલથેલો ખોલ્યો ત્યાં તો એણે ચીસ પાડી કારણ કે બગલથેલા-

માંથી ચોકલેટો ગુમ થઇ હતી અને ખાલી ખોખાં પડેલાં હતાં.

શિક્ષકની આંખો ઉંઘે ઘેરાતી હતી એટલે તેમણે બૂમ મારી, 'એ કોણ ચીસાચીસ કરે છે? વાઘે બાઘે ખાધો કે શું?'

'સાહેબ, સાહેબ, મારા બગલથેલામાંથી કોઇ બધી ચોકલેટો ખાઇ ગયું છે.'

'હેં! શું કહ્યું? કોણ ખાઇ ગયું?' કહેતા શિક્ષક ઉઠ્યા અને અરવિંદની પાસે આવ્યા ને કહ્યું, 'તું તારો બગલથેલો ઠાલવી નાખ અને ફરી વાર તપાસ કરી જો.'

અરવિંદે આખો બગલથેલો પોતાના બિસ્તરા પર ઠાલવી દીધો અને એની અજાયબી વચ્ચે લેમો-નેડના પડીકાના કાગળનો ડુચો અને બીસ્કીટનું ખાલી ખોખું નજરે ચઢ્યું. એણે મોટેથી રડી દીધું. શિક્ષકને પણ લાગ્યું કે કોઇએ જાણી બુઝીને અરવિંદનો બગલથેલો ખોલી તેમાંથી બધી વસ્તુઓ તફડાવી લીધી છે.

'સાચુ કહી દો, તમારામાંથી કોણે અરવિંદના થેલામાંથી તફડંચી કરી છે,' શિક્ષકે ત્રાડ નાખી અને બધા એકી સાથે બોલી ઉઠ્યા, 'સાહેબ,

અમને ખબર નથી. અમે લીધી નથી.'

એટલામાં અરવિંદને ખ્યાલ આવ્યો કે અર્ધે રસ્તેથી વિનુને ગાડામાં બેસાડ્યો હતો. એટલે એનું જ આ કારસ્તાન હોવુ જોઇએ અને તેથી એણે કહ્યું, 'સાહેબ, વિનુ ગાડામાં બેઠો હતો અને તેણે જ ચોરી કરી છે.'

'ચોર કોને કહે છે?' કહેતો વિનુ સફાળો પોતાની પથારીમાં બેઠો થઇ ગયો.

'તને જ! બીજા કોને?' અરવિંદે કહ્યું.

શિક્ષકને પણ લાગ્યું કે નક્કી આ વિનુનુ જ કામ. તેથી તેમણે વિનુની પાસે જઇને તેનાં ખીસ્સાંઓ ખોલી જોયાં તો તેમાંથી ચોકલેટ, લેમોનેડ વગેરે નીકળી પડ્યાં એટલે શિક્ષકના ગુસ્સાનો પાર રહ્યો નહિં. તેમણે વિનુને બે ચાર લપડાક લગાવી દીધી અને કહ્યું: 'ચોર! આવા ધંધા કરે છે?'

'પણ સાહેબ, એ તો મારી પોતાની ચોકલેટ-ને લેમોનેડ છે. મેં ચોરી કરી જ નથી,' વિનુએ કહ્યું.

'ચોરી કરીને વળી પાછો શિરજોરી કરે છે.' શિક્ષકે વિનુનો કાન આમળતાં કહ્યું.

'તે સાહેબ, હું ગાડામાં ઘુંટણ દુખવાથી બેઠો એટલે જ મારા પર ચોરીનો આરોપ મૂકાય



છે ને! હું કશું જ જાણતો નથી. મેં લીધી જ નથી!' વિનુએ કહ્યું.

શિક્ષકની આંખો ઊંઘથી ઘેરાતી હતી તેથી તેમણે બધાને પોતપોતાની પથારીમાં સુઇ જવાને કહ્યું અને પોતે પણ શાલ ઓઢીને પોતાની પથારીમાં સુઇ ગયા.

વિનુને ક્યાં યે સુધી ઊંઘ આવી નહિં. એણે

વેર લેવાનો નિશ્ચય કર્યો અને જાગૃત રહ્યો. બધા ઘસઘસાટ ઊંઘમાં પડ્યા એટલે એ ઉઠ્યો અને સૌથી પ્રથમ ઉઠીને બત્તી ડૂલ કરી. બહાર આકાશમાં વાદળાં ઘેરાતાં હતાં એટલે અંધારૂં હતું, તેથી એને નિરાંત હતી. થોડીવાર રાહ જોઇ પણ કોઇ જરાય સળવળતું લાગ્યું નહિં એટલે એ તરત જ અરવિંદની છાતી પર ચઢી બેઠો અને જોરજોરથી એને મુક્કોઓ તથા ધોલ ધપાટ મારવા લાગ્યો. અરવિંદ ઊંઘમાંથી ઝબકીને ચીસો પાડવા લાગ્યો. બધાની ઊંઘ તૂટી ગઇ અને બધા અંધારામાં ફાંફાં મારવા લાગ્યા.

શિક્ષકે પોતાની બેટરીનો પ્રકાશ ફેંકી જોયું તો એમના ગુસ્સાનો પાર રહ્યો નહિં. વિનુ અરવિંદની છાતી પર ચઢીને બકતો હતો, 'હું યવન લોકોનો કાળ છું. આ અવનિમાંથી યવનોનો નાશ કરવા માટે જ હું જન્મ્યો છું. મહારાજની આજ્ઞા છે કે હિંદુપતની મારે રક્ષા કરવી અને તેથી ઓ યવન! તું ભગવાનને ઘેર તારી દુષ્ટતાનો ન્યાય કરાવવા પહોંચી જા.' વળી પાછો થોડીવાર અટકીને બોલતો હતો. 'ના ના મહારાજ! યવન ઉપર વળી દયા કેવી? તેમને તો સ્વધામ જ પહોંચાડવા જોઇએ.

શિક્ષકે દોડી આવીને વિનુને અરવિંદની છાતી પરથી ખેંચવા માંડ્યો પણ વિનુના શરીરમાં કોઇ અસુર પ્રવેશ્યો હોય તેમ સહેલાઇથી તે છુટી શક્યો નહિં. એણે તો પોતાનો માર ચાલુ રાખ્યો.

'શું જોઇ રહ્યા છો બધા,' શિક્ષકે ત્રાડ નાખી કારણ કે એમના એક હાથમાં ફેટરી હતી અને બીજા હાથમાં વિનુને ખેંચી લેવાનું જોર ન હતું. એટલામાં અરવિંદના મિત્રો ત્યાં દોડી આવ્યા અને બધાએ મળી વિનુને ખેંચી કાઢ્યો છતાં વિનુનો બકવાટ તો ચાલુ જ હતો, 'મહારાજ! આપ આ શું કરો છો! મને યવનનું લોહી પીવા દો.'

દરમિયાન એક વિદ્યાર્થીએ દીવો સળગાવ્યો અને ફાનસ લઇને શિક્ષકની પાસે આવ્યો.

'વિનુ, વિનુ! આ તું શું કરે છે? તારે અરવિંદનું ખૂન કરવું છે કે શું?' વિનુને હચમચાવતાં શિક્ષકે કહ્યું.

અત્યાર સુધી વિનુની આંખો બંધ હતી, તે હવે ઉઘડી અને એ બોલ્યો, 'શું કહો છો સાહેબ?' અને આંખો ચોળતો એ આશ્ચર્યચકિત ચહેરે શિક્ષક સામે તાકી રહ્યો.

'તું અરવિંદની છાતીપર ચઢી બેસીને કેમ

એને મારતો હતો?' શિક્ષકે પૂછ્યું.

'સાહેબ! મને કશી ખબર નથી,' વિનુએ કહ્યું. એના ચહેરા પર કોઇ પ્રકારનો ભાવ દેખાતો ન હતો. શિક્ષકે એને બધું વિગતવાર કહ્યું ત્યારે એ બોલ્યો, 'સાહેબ! મને ઊંઘમાં બડબડવાની બહુ ખરાબ ટેવ છે. કોઇ વખત ઊંઘમાં હું ચાલું છું પણ ખરો અને કોઇવાર લાતો પણ મારું છું. તેથી ઊંઘમાં અરવિંદને માર્યું હશે. હું દિલગીર છું સાહેબ! માફ કરજે અરવિંદ!' કહેતાં વિનુએ બે હાથ જોડ્યા એટલે શિક્ષકને પણ લાગ્યું કે વિનુને એવી ટેવ હશે તેથી ઘેરાતી આંખે તે પથારીમાં પડ્યા.

એક માત્ર વિનુ અને તેના મિત્રો જ મનમાં સમજ્યા કે હવે કોઇ દિવસ અરવિંદ વિનુનું નામ ભૂલેચૂકે પણ નહિં લે!

☆

# મનુનું અણકર્યું પરાક્રમ

'જો વિનુ, આપણા ગામના પાદરે જે તળાવ છે તેમાં એક મોટું ભૂત છે,' શરદે કહ્યું.

'બેસ રે ગપ્પીદાસ,' ઇશુએ કહ્યું.

'કેંક ઠંડા પહોરની ગપ,' મુકુલ બોલ્યો.

પણ ભૂતની વાત આવતાં જ વિનુના કાન સતેજ થયા.

'શું કહે છે? શરદ!' વિનુએ પૂછ્યું.

'હા, હા, દોસ્ત! મેં જાતે એ ભૂત જોયું છે,' શરદ બોલ્યો.

'ચાલ ત્યારે, આપણે બધા ભેગા થઇને એ ભૂતને પકડીએ અને પછી આપણે એની ચોટલી

કાપી લઇએ કે પછી આપણે બેડો પાર,' વિનુ તાળી પાડી બોલી ઉઠયો.

'ચોટલી શું કામ આવે?' ચીમને પૂછયું.

'હું મારે મોસાળ ગયો હતો. ત્યાં મારા નાના કહેતા હતા કે ભૂતની ચોટલી આપણે કાપી લઇએ તો ભૂત આપણું ગુલામ બની જાય અને પછી આપણે જે કાંઇ કામ બતાવીએ તે એને કરવું જ પડે,' વિનુએ કહ્યું.

'તો તો દોસ્ત! બેડો પાર થઇ જાય,' બધા એકી સાથે બોલી ઉઠયા, અને ભૂતને વશ કરવા માટે શું કરવું તેની વેતરણમાં પડયા.

એક દિવસ મોડી સાંજે બધા મિત્રો તળાવની પાળે ફરતા હતા. તેવામાં શરદની નજર તળાવનાં પાણી પર પડી અને તરતજ એણે બધાને કહ્યું, 'જુઓ જુઓ, પેલું રહ્યું. એ ભૂણિગત.' અને એણે આંગળી ચીંધી.

બધાએ સાચેજ પાણીપર મોટો કાળો પડછાયો જોયો અને તેમને લાગ્યું કે નક્કી એ જ ભૂત! દૂરના ઝાડનો એ પડછાયો હતો અને જેમ જેમ સૂર્ય નીચે ઉતરતો જતો હતો તેમ તેમ પડછાયો વધતો જતો હતો, એટલે બધાની નજરે ભૂત

લાંબુ ને લાંબુ બનતું જતું હતું. પવનની લહેરથી તળાવનું પાણી હાલવાથી બાળકો પડછાયો હાલતો જોતાં હતાં. બધાંને લાગ્યું કે નક્કી આજ ભૂત છે!

અને તેથી બીજે જ દિવસે એ ભૂતને કબજે કરવાને માટે બધાં સાધનો સાથે આવવાનું નક્કી કર્યું. વિનુએ લાંબા વાંસ લાવવા, કનુએ કાતર લાવવી, દિનુએ દોરડું લાવવું એમ બધી વહેંચણ થઇ ગઇ.

બીજે દિવસે તે સ્થળે ભેગા થયા ત્યારે તેમણે પાછો પડછાયો જોયો અને પછી તો પડછાયાને તેમની કલ્પના વડે હાથ ને પગ હલાવતો કોઇકે જોયો તો કોઇકે ગાતો સાંભળ્યો અને આ રીતે બધા જ કલ્પનાના પ્રદેશમાં રમવા લાગ્યા.

આ ભૂતને કેવી રીતે પકડવું તેનો સૌ વિચાર કરવા બેઠા. તળાવના જે કિનારે ભૂત દેખાતુ હતુ ત્યાં ગામના તરવૈયાઓએ નાનકડો પુલ બંધાવ્યો હતો અને તે પુલને છેડે એક પાટિયું હતું. તેના પરથી તરવૈયા પાણીમાં ભુસકા મારીને તરતા હતા. વિનુને આ પુલનો ખ્યાલ આવતાં જ એણે પોતાની ટોળીને કહ્યું, 'આપણે પેલો સામે જે પુલ દેખાય છે ત્યાં એક પછી એક ગોઠવાઇને બિલકુલ

અવાજ ન થાય તેમ જવું. પછી હું ભૂતને જેવો પકડી લઉં કે તરત જ દિનુના દોરડાથી તમારે બધાએ એને મુશ્કેટાટ બાંધી દેવું અને કનુએ તેની ચોટલી કાપી લેવી.'

વિનુની સરદારી નીચે બધા આગળ વધ્યા ત્યાં તેમની અજાયબી વચ્ચે વિનુનો મોટો ભાઇ મનુ પુલ પર બેઠેલો જણાયો.

મનુની નજર વિનુ પર પડતાં જ મનુના મગજનો પારો ઝડપભેર ઉંચો ચઢી ગયો અને એણે ત્રાડ મારી, 'વિનુ, અહિંયાં શું કરે છે? ડૂબી બૂબી મરવું છે કે શું?'

વિનુને પહેલે કોળિયે જ માખી રૂપ મનુ મળશે એવી કલ્પના ન હતી એટલે એ ડઘાઇ ગયો.

મનુના વિવાહ રતન સાથે થયા હતા અને અવાર નવાર રતન અને મનુ આ સ્થળે મળતાં હતાં. આજે પણ રતન આવવાની હતી એટલે આવે વખતે આવીને વિનુએ એનો ઘાણ બગાડી નાખ્યો એમ મનુને લાગ્યું. વિનુને આ વાતની ખબર નહિ તેથી એને પણ મનુને ત્યાં જોતાં નવાઇ લાગી પણ પળવારમાં જ સ્વસ્થ થઇને એણે સામે પૂછ્યું 'તે મોટાભાઇ! તમે અહિં બેઠા બેઠા શું કરો છો?'

'તું તારૂં ફોડને! મારી શીદને પંચાત કરે છે? ચાલ અહિંથી ચાલતી પકડ,' મનુએ વિનુને ધમકાવી કાઢતાં કહ્યું.

વિનુને પણ લાગ્યું કે આજે મોટાભાઇનું મગજ ઠેકાણે નથી અને તેથી પીછે હઠ કરવા સિવાય તેમની પાસે બીજો માર્ગ ન હતો. થોડે દૂર જતાં વારને જ વિનુની જીભ સળવળી ઉઠી, 'તે પુલ એનો એકલાનો હશે કેમ?' તેણે પછી પોતાના મિત્રો તરફ ફરીને કહ્યું, 'આપણે થોડીવાર અહિં સંતાઇ રહીએ અને મોટાભાઇ જાય ત્યાં સુધી રાહ જોઇએ.'

આવી રીતે સંતાઇને બધા થોડીવાર જ બેઠા હશે ત્યાં પુલ પર ધબ ધબ કરતું કોઇ ચાલતું દેખાયું. વિનુની તિક્ષણુ નજરે રતન તરત જ ઓળખાઇ ગઇ અને તેથી તેણે પાસે ઉભેલા રતનના ભાઇ શરદ તરફ ફરીને કહ્યું, 'શરદ! આ તો તારી બહેન રતન!'

'ચૂઉઉપ,' શરદે કહ્યું. કારણુ કે શરદનો કાન ગ્રામોફોનની ચાવી જેમ વાતવાતમાં રતન અમળાવતી એટલે રખેને રતન એને જોઇ જાય તે માટે એણે ધીમેથી વિનુનો હાથ દાબીને ચૂપ રહેવા

ઇશારત કરી.

રતને દૂરથી મનુને છોકરાઓ સાથે વાતો કરતો જોયો હતો તેથી આવતાં વેંતજ પૂછ્યું:

'મનુ! આવા જંગલી વાંદરા જેવા છોકરા અહિં ક્યાંથી ફૂટી નીકળ્યા!'

મનુએ પણ તેના સુરમાં સુર ભરાવતાં કહ્યું: 'કોણ જાણે ક્યાંથી યે આવી ચઢ્યા, રતન!'

રતનને ખબર ન હતી કે એ વાનરોમાંજ એનો ભાઇ હતો. મનુને તો ખબર હતી કે એ વાનરસેનાનો સરદાર એનો પોતાનો ભાઇ જ હતો. રતને છોકરાઓને અને તેમાં ખાસ કરીને એના ભાઇ વિનુને ઓળખ્યો નથી તે વાત જાણીને એને ખૂબ સંતોષ થયો.

બેઉ જણે થોડો વખત સુધી અલકમલકની વાતો કરી.

મનુ જાણતો હતો કે વિનુ અને એના મિત્રો આમ તેમ છૂપાઇ ગયા હશે પણ તેની એને દરકાર ન હતી. વાત વાતમાં રતને જણાવ્યું:

'મનુ! આજે અમારે ત્યાંની કામવાળી વાત કરતી હતી કે આ પુલ ઉપર કોઇક ભૂત દેખાય છે. રોજ તો દેખાતું નથી, પણ વરસમાં એકાદ

વાર તો દેખા દે છે.'

'શું કહે છે!' મનુએ રસ લેતાં કહ્યું.

'હા, હા. સૂર્યાસ્ત પછી અહિંયાં ભૂત દેખાય છે. ભૂત પણ કેવું લાંબુ ને પહોળું. શરીરે કાળો કાળો ઝભ્ભો અને ધોળું બતકની પાંખ જેવું ઉજળું ધોતિયું! અમારી કામવાળી કહેતી હતી કે એ ભૂત સામે આપણે તાકીને જોઇએ તો આપણે જેની સાથે પરણવાનું હોય તેનો જ ચહેરો દેખાય!' રતને ઉમેર્યું.

'એ તો અજબ જેવું!' મનુએ કહ્યું. આ વાત એના મગજમાં ચકરાતાંજ એને એક વિચાર આવ્યો અને એને લાગ્યું કે યોજના ફળી તો તો પછી બેડો પાર છે! એટલે એણે ધીમે રહીને કહ્યું:

'રતન! તારી વાત તદ્દન ખરી છે. મારે ત્યાં નાથુ કરીને એક ઘરડો નોકર છે તે પણ કહેતો હતો કે પુનમની રાતે જ તે દેખા દે છે. આજે પુનમ છે તો કદાચ ભૂત દેખા દે પણ ખરૂં!'

'તો તો હું આખી રાત જાગતી મારા ઓર-ડાની બારી આગળ બેસી રહીશ. ત્યાંથી પુલ ચોકખો દેખાય છે,' રતને કહ્યું.

થોડીવાર પછી બન્ને છુટાં પડયાં અને પોત

પોતાને ઘેર ગયાં. એમને જતાં જોઇ વિનુના મનને શાંતિ વળી. પછી બધા પુલ પર એકઠા થઇને ભૂતને પકડવાનો ઘાટ ઘડવા લાગ્યા.

એટલામાં ઘેર જઇને મનુએ ઝટપટ કોટ પાટલુન બદલી નાખ્યાં અને મોટો કાળો ઝભ્ભો—કોલેજમાં તેને એક નાટકમાં બેરિસ્ટરનો ભાગ ભજવવાનો હતો તેથી એ ભાડે લાવ્યો હતો—તે પહેરી લીધો અને તદ્દન કોરૂં એક ધોતિયું પહેર્યું. તરતજ ઉતાવળે પગલે એ પુલ તરફ સંતાતો લપાતો રવાના થયો જેથી કોઇ તેને આવા વિચિત્ર વેશમાં જોઇ ન જાય!

પુલના પાટિયાને છેડે વિનુ અને તેની ટોળી બેઠી હતી. મનુને પોતાના મનના ધખારાને લીધે તેનું ભાન ન હતું. એણે વિચાર કર્યો કે 'પુલ પર જો ચાલીશ તો તો કદાચ રતન મને નહિં જોઇ શકે પણ પુલના કઠેરા પર જ ચાલુ તો કેમ?' એમ વિચાર કરી તેણે પુલના કઠેરા પર ચાલવાની શરૂઆત કરી. ધીમે ધીમે એ પુલની મધ્યમાં આવ્યો અને રતન પોતાને બરાબર જોઇ શકે તે માટે જરા ટટાર થવા ગયો ત્યાં તો એના શરીરે સમતોલપણું ગુમાવ્યું અને હવામાં બાથોડિયાં ભરતું

એનું શરીર જોરથી પાણીમાં ઝીંકાયુ અને 'ધડૂમ' અવાજ સાથે પાણી ઉંચે સુધી ઉછળ્યું. એ સાંભળી વિનુની ટોળી સાવધ થઇ ગઇ.

વિનુ બોલી ઉઠ્યો: 'પેલું રહ્યું ભૂત. ચાલો જલદી કરો, આપણે તેને પકડી પાડીએ.'

તેઓ દોડતા પુલની વચ્ચે આવ્યા. પાણીમાં નજર કરી તો ત્યાં એમનું ભુત દેખાયું તેથી તરત જ વિનુએ પાણીમાં ભુસ્કો માર્યો. વિનુની પાછળ એના બધા મિત્રો ટપોટપ પાણીમાં કૂદી પડ્યા અને એકસામટા બધાએ મનુને પકડી લીધો. બધાને સારી પેઠે તરતાં આવડતું હતું તેથી મનુને ખેંચતા ખેંચતા અને તરતા તરતા મહામુશીબતે કિનારે ખેંચી લાવ્યા. મનુ પાણીમાં પડ્યો કે તરત જ એને ભાન થયું કે એને પોતાને તો તરતાં આવડતું નથી તેથી એના રામ રમી ગયા અને એનો જીવ બ્રહ્માંડે ચઢવા લાગ્યો. એના મનમાં કલ્પના થવા લાગી કે રતનને ખબર પડશે કે નહિં!

કિનારે લાવીને બધાએ મનુને રેતીમાં સુવરાવ્યો. પછી વિનુએ તેની પાસે જઇને કહ્યું, 'ચાલ ઉઠ બાબરા ભૂત,' અને મનુને હચમચાવી જોયો.

'અલ્યા બાબરો ભૂત નહિં પણ ભમતો ભૂત,' ઇશુએ કહ્યું. એનું ઇતિહાસ વિષેનું જ્ઞાન હજી તાજું જ હતું તેથી એણે કહ્યું: 'બાબરા ભૂતને તો સિદ્ધરાજે વશ કર્યો હતો. આપણે કાંઇ થોડા સિદ્ધરાજ છીએ!' અને તેથી એણે 'ભમતા ભૂત! ઉઠ,' કહી મનુના પડખામાં એક લાત લગાવી દીધી.

પછી તો જેના જેના ભેજામાં આવ્યું તેણે તેણે પોતપોતાની રીતે મનુના બેભાન શરીરને હચમચાવી જોયું. મનુ બેભાન હતો તેથી એને આ બધી ક્રિયાઓ જાણે પોતે નરકમાં પડ્યો હોય અને ત્યાં એના પર પ્રહાર થતા હોય તેમ પોતાની સ્વપ્નાવસ્થામાં એ જોતો હતો.

ધીમે ધીમે મનુને ભાન આવવા લાગ્યું અને એણે આંખો ચોળવા માંડી. એટલામાં આકાશમાં એક કાળું વાદળું દેખાયું અને બધે અંધારૂં છવાઇ ગયું. મનુ પોતાના કળતા હાથ પગ દાબતો પળવાર બેઠો. વિનુ અને તેના મિત્રો ભૂત શું કરે છે તે જોવા જરા દૂર જઇને તાલ જોતા ઉભા. મનુને કળ વળતાં એ ઉભો થયો અને લંગડાતે પગે ચાલવા મંડ્યો. એને ચાલતો જોતાં જ બધાએ કિકિયારી કરી મૂકી, 'આપણું ભૂત ભાગી જાય

છે. પકડો એને!' અને બધા દોડતા જઇને મનુને બાઝી પડ્યા. મનુને આવા પ્રકારનો હુમલો થવાની ખબર ન હતી તેથી એ મુંઝાયો અને ઢીલે હૈયે ત્યાં જ બેસી ગયો.

'ચાલ ઉઠ ભમતા ભૂત!' વિનુએ હુકમ કર્યો. વિનુના બોલ મનુના કાન પર પડતાં જ એ છલંગ મારીને ઉભો થયો અને બોલ્યો, 'શું બોલ્યો, વિનુ?'

એ સાંભળતાં જ વિનુ છલંગ મારીને દૂર નાઠો અને બોલી ઉઠ્યો, 'ઓ મારા બાપરે! આ તો મારા મોટાભાઇ મનુ!'

અને પછી પાછું વાળીને જોયા વિના જ એ અગિયારા ગણી ગયો અને એની પાછળ એના ગોઠિયાઓ પણ છ પાંચ ગણી ગયા.

રતન દૂરથી પોતાની બારીમાંથી આ બધો દેખાવ જોતી હતી તે તરત જ ત્યાં દોડી આવી અને બોલી, 'શું થયું મનુ?'

મનુની જીભના લોચા વળવા લાગ્યા અને એ જવાબ દઇ શક્યો નહિં. એણે આસપાસ નજર કરી તો વિનુની ટોળીને અદ્રશ્ય થયેલી જોઇ તેથી એના જીવને શાંતિ વળી એટલે એણે 'કાંઇ નહિં, કાંઇ નહિં' એવું કાંઇક કહ્યું. રતન સમજી કે મનુએ જે મહાન

પરાક્રમ કર્યું છે તેનો સ્વીકાર કરતાં એ શરમાય છે અને મનુ સમજ્યો કે રતન એનો ઢેડફજેતો ન જાણે તો ઠીક!

'અરે! તમે તો બધા પલળી ગયા છો! ઠંડીથી કેવા ધ્રૂજો છો!' સ્ત્રી સહજ દયાળુ વૃત્તિથી રતન બોલી ઉઠી.

'ના, ના, કાંઇ નહિ.' મનુ બોલ્યો.

'જલદી જલદી ઘેર જાવ અને કપડાં બદલીને સૂઇ જાવ,' રતને કહ્યું. મનુની જીભના લોચા વળ્યા અને પછી ધીમે ધીમે તે ઘર તરફ વળ્યો. ઘેર જઇ કપડાં બદલીને એ સૂઇ ગયો.

સવારના એ ઉઠયો ત્યારે ખૂબ તડકો થઇ ગયો હતો એટલે દાતણપાણી કરી ઝટપટ એ રસોડામાં ગયો અને જતાં વેંત જ એણે પૂછ્યું. 'બા, વિનુ કયાં ગયો?'

આજે સવારના પહોરમાં જ એને વિનુને સંભારતો જોઇને બકુલાને ખૂબ નવાઇ લાગી તેથી એણે કહ્યું: 'એ તો કયારનો ચા પીને રમવા ગયો. કેમ કાંઇ કામ છે કે શું?'

મનુને વિનુ સાથે આગલી રાતનો હિસાબ ચૂકવવાનો હતો તેથી તે મનમાં જ બાંધ છોડ

ફરતો હતો. એણે કહ્યું : 'ના ના! હું તો અમસ્તો પૂછતો હતો.' એ પોતાના ઓરડા તરફ રવાના થયો. વિનુએ પણ આજે પાકો નિશ્ચય કર્યો હતો કે મોટાભાઇની નજરે મુદ્દલ ચઢવું જ નહિં એટલે બપોરે જમતી વખતે પણ સૌથી પહેલો પાટલો માંડીને જમવા બેસી ગયો અને જમીને તરત જ નિશાળે ચાલ્યો ગયો. એના ગયા પછી મનુ રસોડામાં આવ્યો અને સવારની માફક પાછું એની બાને પૂછ્યું:

'બા, વિનુ કેમ દેખાતો નથી?'

'એ તો જમીને નિશાળે ગયો. તારે શું કામ છે એનું, મનુ?' બકુલાએ પૂછ્યું.

'ના ના. ખાસ તો કાંઇ નહિં, પણ હમણાં હમણાં એ ખૂબ મોડે સુધી રખડે છે અને તોફાન કરે છે, એમ સાંભળ્યુ છે તેથી એને જરા ઠપકારવો હતો,' મનુએ કહ્યું.

રાત્રે પણ વાળુ કરીને સૌથી વહેલો વિનુ પોતાની પથારીમાં સુઇ ગયો. જેમ જેમ વિનુ મનુથી દૂર ભાગવા લાગ્યો તેમ તેમ મનુની વેર જવાળા વધવા લાગી. રાત્રે તો એ વિનુના ઓરડામાં જાતે હિસાબ પતવવા ગયો પણ ત્યાં એણે

એની બાને બેઠેલી જોઈ અને વિનુ ઘસઘસાટ ઊંઘતો જણાયો, તેથી કમને એને પાછાં પગલાં ભરવાં પડ્યાં.

બીજે દિવસે પણ સવારના પહોરમાં વિનુ પહેલો ચા પીને પોતાના રોજના નિયમ પ્રમાણે પેલા ખંડેર તરફ રવાના થયો. ખંડેર આગળ પહોંચતાં જ એના બધા મિત્રો એને મળ્યા અને તેમને જોતાં જ વિનુ બોલી ઉઠયો, 'શરદ! તેં તો ગજબ કર્યો! આવું જ કે તારૂં ભૂત!'

'કેમ ચોટલી કાપી લીધીને!' શરદે પૂછ્યું.

'બાપ રે બાપ! એ તો મારી જ ચોટલી કાપી જાય તેવું ભૂત છે. હજી સુધી એની નજરે હું ચઢયો નથી તેથી જ આમ તમારી સાથે વાતો કરી શકું છું નહિં તો એ ભૂત તો મારો રોટલો કરી નાખે એવું છે,' વિનુએ હસતાં હસતાં કહ્યું.

'અલ્યા વિનુ! પણ તારો મોટોભાઈ મનુ આમ રાતની વખતે કાળો ઝભ્ભો પહેરીને તળાવમાં પડતું મુકે તેનું કારણ શું?' ઇશુએ પૂછ્યું.

'મને પણ એ સમજાતું નથી.'

બીજે દહાડે મનુ પેલા પૂલ આગળ ગયો તો રતન એની રાહ જોતી હતી. એને શો ખુલાસો

કરવો તેની મનુને ગડભાંગ થતી હતી ત્યાં તો રતને કહ્યું :

'મનુ, હું તમારી રાહ જોતી હતી કારણ કે કાલ રાત્રે તમે તમારૂં અદ્‌ભુત પરાક્રમ અહિંયાં જ કર્યું હતું. શાબાશ મારા મનુ !' કહી રતને મનુનો ખભો



થાબડ્યો. મનુને નવાઇ લાગી અને તેણે પોતાની આંખો બેવાર ઉઘાડ બંધ કરી જોઇને ખાત્રી કરી કે તે પોતે ઊંઘમાં નથી પણ સંપૂર્ણ ભાનમાં જ

છે! એ તદ્દન અબોલ ઉભો રહ્યો.

રતન સમજી કે મનુને પોતાનું પરાક્રમ કહી બતાવતાં શરમ આવે છે તેથી એ બોલી, 'મનુ! કાલની સાંજની વાત તો મારી જીંદગી સુધી ભૂલીશ નહિં! કેવી સુંદર છટાથી તમે તરતા હતા! પુલ પરથી ભુસ્કો મારીને તમે કેટલી બધી જહેમતે એ છોકરાઓને એકલે હાથે બચાવી લીધા! એ છોકરાઓ કોણ હતા? મનુ! એ બધા છોકરાઓને એકલે હાથે કિનારે લાવેલા તમને જોયા ત્યારે મારી છાતી ગજ ગજ ફુલવા લાગી અને મને તમારે માટે અપાર ગર્વ થયો.

'તમે કિનારે આવીને નખાઇ ગયા એટલે તો હું દોડતી આવી ને તમને ઝટ ઝટ ઘેર જવાનું ને કપડાં બદલવાનું કહ્યું હતું કે જેથી તમને શરદી બરદી લાગી ન જાય.'

આ રીતે મનુને પોતાના અણકર્યાં પરાક્રમની કથની સાંભળતાં—અને તેમાં ખાસ કરીને પોતાની ફજેતી થતી રતને જોઇ નથી એ વિચારે સંતોષ થયો અને એની વાચા ખુલી એટલે એ બોલ્યો, 'એમાં શું છે, રતન! માણસ તરીકેની ફરજ તો મારે બજાવવી જોઇએ જને!'

પછી થોડી ઘણી વાતો કરી બન્ને છુટાં પડ્યાં.

બીજા દિવસે વિનુ બાથરૂમમાંથી વહેલો વહેલો નહાઇને નીકળતો હતો ત્યાં જ મનુએ એને જોયો અને કહ્યું, 'વિનુ! મારા ઓરડામાં આવ.'

નાસવાની એક બારી ન હતી એટલે ધ્રૂજતા પગે વિનુ મનુના ઓરડામાં ગયો ત્યારે મનુએ કહ્યું, 'લે દોસ્ત વિનુ! આ દશ રૂપિયા. તું તે દિવસ કહેતો હતો ને કે તારે બૉલબૅટ લાવવાં છે તે દશ રૂપિયામાંથી બૉલબૅટ લેતો આવજે અને અને તમે બધા રમજો.'

વિનુએ બાજની જેમ ઝડપ મારીને દશ રૂપિયાની નોટ લઇ લીધી. પોતાના ઓરડામાં જઇને નવાઇ પામતાં નોટ તપાસવા લાગ્યો કે એ બનાવટી તો નથી ને?



# પરિવર્તન

વાર્ષિક પરીક્ષાનું પરિણામ આવ્યું અને આ વખતે પણ પહેલી ચોપડીમાં નાપાસ થયાના સ્નાનના સમાચાર વિનુએ સાંભળતાં જ એના મનમાં પારાવાર ખેદ થયો. ખેદ એટલા માટે કે એને પોતાને એકના એક વર્ગમાં નાપાસ થઇને એકની એક ચોપડી ભણવી પડતી હતી તે માટે તેને ખૂબ જ કંટાળો આવતો હતો અને તેથી આ વખતે તો બસ ઉપલા વર્ગમાં જવું જ એવો એણે નિશ્ચય કર્યો હતો પણ નસીબ બે ડગલાં આગળનું આગળ જ!

પરીક્ષાનું પરિણામ સાંભળીને ઘેર આવીને વિનુ લાગલો પોતાના ઓરડામાં જઇને લોથ પોથ

થઇને પડ્યો. એણે પોતાના ટેબલ પરની ચોપડી આમતેમ ફેંકી દીધી. શાહીના ખડિયામાંની શાહીને ધક્કો મારી ઢોળી દીધી. કપડાં લત્તાં ગમે તેમ ફેંદી માર્યાં અને આખો ઓરડો પળવારમાં અસ્ત-વ્યસ્ત થઇ ગયો. માસિકો, વર્તમાન પત્રો કે પુસ્તકો-માંથી સારા સારા ચિત્રો કાપી લઇને એક આલ્બમ-માં ચોઢવાનો વિનુને શોખ હતો. એ આલ્બમ એના પોતાના પ્રાણરૂપ હતી તે પણ આજે એને રીઝવી શકી નહિં અને તેને પણ અળખામણી ગણીને દૂર ખૂણામાં ફગાવી દીધી. ટેબલના ખાનામાં વિનુની સંગ્રહેલી અનેક નાની મોટી વસ્તુઓ હતી તે પણ વિનુને આજે રીઝવી શકી નહિં. સિગા-રેટનાં ખાલી ખોખાં, પેનના ટુકડા, ચોકની સફેદ અને રંગીન કરચો, દીવાસળીનાં જુદા જુદા ચિત્રો-વાળાં ખોખાં, રંગીન કાચના ટુકડાઓ વગેરે બધું આજે વેરણ છેરણ પડયું હતું !

વિનુ એની માને મળ્યા વિના જ સીધો પોતના ઓરડામાં ચાલ્યો ગયો તેથી બકુલાને લાગ્યું કે નક્કી આજે એની તબિયત બરાબર નહિં હોય તેથી તે વિનુની તપાસ કરવાને તેના ઓરડામાં આવી અને ત્યાં આવતાં જ ઓરડાની પરિસ્થિતિ

નિહાળી સ્તબ્ધ થઇ ગઇ! એની નજર પલંગપર ભીંત તરફ મોં કરી સૂઇ ગયેલા વિનુ પર પડી એટલે ઝડપી પગલે તેની પાસે ગઇ અને તેના માથા પર હાથ પસવારતી બોલી: 'વિનુ! આજે આ શું તોફાન માંડ્યું છે? કેમ બોલતો નથી? મારા બેટા! તને કોઇએ કાંઇ કહ્યું કે પછી કોઇએ માર માર્યો? કહે જોઇએ તને શું થયું છે?'

બકુલાના પ્રેમાળ બોલથી વિનુ ગળગળો થઇ ગયો અને એની કોટે બાઝી પડીને રડી પડ્યો અને બોલ્યો: 'બા!' અને પછી ડુસકે ડુસકે રડવા લાગ્યો. બકુલાએ એને પેટ ભરીને રડવા દીધો. એ જાણતી હતી કે રડવાથી વિનુનો છાતીનો ડુમો ભાંગશે અને પછી સારી રીતે વાત કરી શકશે.

આખો વખત એ એની પીઠ પર વહાલથી હાથ ફેરવતી બેસી રહી. વિનુનું હૃદય રડીને હલકું પડ્યું એટલે બકુલાએ એને ફરીવાર પૂછ્યું ત્યારે વિનુએ કહ્યું: 'બા, માસ્તરોએ મને આ વખત પણ નાપાસ કર્યો!'

'માસ્તરોએ તને નાપાસ કર્યો કેમ? વંઠેલ કહીંનો' કહેતા પ્રમોદરાય ઓરડામાં ધસી આવ્યા

અને બકુલાના તરફ ક્રોધભરી દૃષ્ટિ ફેંકતા બોલ્યા, 'તેં જ છોકરાને વધુ પડતા લાડકોડ કરીને બગાડ્યો છે. આખો દહાડો રખડવું ને બસ રખડવું જ. એ સિવાય તારા હીરાને બીજું આવડે છે પણ શું ? બાપ જન્મારે ચોપડી હાથમાં ઝાલે ત્યારે સરસ્વતી પ્રસન્ન થાય ને !'

બકુલાએ આર્જવતાભરી દૃષ્ટિ પ્રમોદરાય પર તાકી અને બોલી, 'તમે પણ આવું શું બોલો છો ! હોય ! એ તો નાપાસ પણ થાય ! બધા જ છોકરા કાંઇ સરખા હોંશિયાર હોય કે !'

અને પ્રમોદરાય પાછા પગલે વળી ગયા.

બકુલાએ વિનુને આશ્વાસન આપતાં કહ્યું:

'વિનુ, કાંઇ ફિકર નહિં. આવતા વરસે ફરી પરીક્ષા આપજે.'

'હા, બા હવે તો હું ખૂબ વાંચીશ,' વિનુએ કહ્યું અને પળવાર પહેલાં તો પ્રશ્ચાતાપથી પીડાતો વિનુ પાછો હસતો રમતો થઇ ગયો.

બકુલા એને જાતે રસોડામાં તેડી ગઇ અને એને ચા નાસ્તો આપ્યાં અને ચા નાસ્તો લઇને વિનુ રમવા નિકળી ગયો.

વિનુને પોતાના પિતાને કેમ રીઝવવા એ એક

મોટા કાયદો હતો. પ્રમોદરાયે ઓરડાની બારીમાંથી વિનુને બહાર નીકળતો જોતાં જ ત્રાડ નાખી, 'ખરે બપોરે ચાંદનીમાં ક્યાં ફરવા ચાલ્યા ચિરંજીવી!'

વિનુ એમનો ઘોઘરો સાદ સાંભળીને સમજી ગયો કે પીછે હઠ સિવાય એક ઇલાજ ન હતો તેથી પાછો ફર્યો ત્યાં તો પ્રમોદરાયનો બીજો હુકમ છૂટ્યો: 'ખબરદાર જો બહાર ગયો તો! ઘરમાં જ બેસ! બહાર નીકળ્યો તો ટાંટિયો જ ભાગી નાખીશ. સમજ્યો!'

વિનુ ઘરમાં જઇને બેઠો અને ઘરમાં જતાં જ એને વિચાર આવ્યો કે 'એવું તે હું શું કરૂં કે પિતાજી રીઝે અને રમવાની રજા આપે!'

એણે પોતાના ઓરડામાં ચોમેર દૃષ્ટિ ફેરવી અને તરત જ પોતે ઓરડાની કરેલી દુર્દશા જોઇ એટલે બધું ઠીકઠાક કરીને ગોઠવી દેવા અને પ્રમોદ-રાયને ખુશ કરવાને માટે ઓરડી વાળી ઝુડી સાફ સુફ કરવાનો એણે નિશ્ચય કર્યો. બપોરનો વખત હતો એટલે ઘરમાં બધા પોત પોતાના ઓરડામાં આરામ કરતા હતા તેથી સઘળે શાંતિનું સામ્રાજ્ય હતું. વિનુને કોઇ રોક ટોક કરનાર હતું નહિં તેથી એણે પહેલાં તો પોતાના ઓરડામાંની બધી

વસ્તુઓ બરાબર ગોઠવી દીધી અને પછી સાવરણી લઇ આવીને ઝાડ ઝપટ શરૂ કરી દીધી અને પછી પોતાનો ઓરડો ધોવાનો નિશ્ચય કર્યો. એનો પોતાનો હંમેશનો સિદ્ધાંત હતો કે કોઇ પણ કામ હાથમાં લીધું તો પછી તેને પૂરૂં કર્યે જ છૂટકો, એટલે આ કામ પણ પૂરૂં કરવા કમર કસી. સાફસુફી પુરી થઇ એટલે ધોવા માટે સાધનો એકઠાં કરવા માંડયાં. બાથરૂમમાં જઇને પાણીની ભરેલી બે બાલદી લાવીને એણે ઓરડામાં મુકી. બાથરૂમ ધોવા માટે તારનું બ્રશ હતું તે લઇ આવ્યો અને સાથે સાથે ઝાડુ પણ લઇ આવ્યો.

એણે ઘણીવાર ધ્યાનપૂર્વક પોતાના ઘરનો નોકર નાથુ લાદી ધોતો હતો તે જોયું હતું એટલે આજે તે પ્રમાણે પોતાનો ઓરડો સાફ કરવાને એ કટિબદ્ધ થયો. લાદી ધોવાને માટે ઘરમાં તેજાબ રાખવામાં આવતો હતો. કોઇ વખત સોડા પણ વપરાતો હતો. વિનુ સોડા અને તેજાબ બન્ને લઇ આવ્યો અને એક બાલદીમાં સોડાનું મિશ્રણ તૈયાર કર્યું અને બીજી બાલદીમાં તેજાબનું મિશ્રણ તૈયાર કર્યું અને પછી એણે પહેલાં તેજાબના મિશ્રણવાળી બાલદી ઉંધી વાળી અને પછી બ્રશ લઇને ઘસવા

મંડી પડ્યો. બ્રશ ઘસવાથી અને તેજાબ જલદ હોવાથી લાદી જેમ જેમ ચકચકવા લાગી તેમ તેમ વિનુનો ઉત્સાહ વધતો ગયો અને પછી તો એણે ઘસી ઘસીને લાદી ખૂબ ચકચકતી બનાવી દીધી.- ઓરડીનો પાણી જવાને નળ પૂરાઇ ગયો હતો એટલે ઓરડામાં પાણી ઘેરાવા લાગ્યું. વિનુને પાણીના નિકાલનો વિચાર પહેલેથી આવ્યો ન હતો. તેથી એણે ઝાડુ લઇને પાણી બહાર કાઢવા માંડયુ અને એમ ઝાડઝપટ કરીને પાણી બહાર કાઢતો હતો ત્યાંજ સામેના ઓરડાનું બારણું ખૂલ્યું અને બકુલા બહાર આવી. બહાર આવતાં જ એણે વિનુની ઓરડીમાં પાણીનું તળાવ ભરાએલું જોયું એટલે એકદમ દોડી આવીને બોલી, 'વિનુ, ઓરડામાં પાણી ભરીને તળાવ કેમ બનાવ્યું છે?'

પ્રમોદરાયના કાને આ શબ્દો પડતાં જ તેઓ બહાર ધસી આવ્યા અને વિનુનો કાન પકડીને બોલ્યા 'એ તો તારા બહાદુર બેટાને હોડીઓ તરાવવાનું મન થયું હશે. કેમ ખરી વાતને વિનુ!' અને વિનુના ગાલ પર ડાબા હાથની એક ચોઢી દીધી.

'નાજી, એ તો તમે વારંવાર કહેતા હતા ને

કે મારી ઓરડી ખૂબ ગંદી રહે છે તે આજે નવરાશ હતી તેથી સાફ કરતો હતો અને ધોતો હતો.' વિનુએ કહ્યું.

'ચાબુકે ચાબુકે ચામડી ચીરી નાખીશ, સમજ્યો? બીજી વાર આવી બહાદુરી બતાવી છે તો તારા બાર વગાડી દઇશ.' કહેતા પ્રમોદરાય ગુસ્સાથી બૂમ પાડી ઊઠ્યા અને એમણે વિનુ પર બન્ને હાથો વડે ધોલ ધપાટ કરવા માંડી.

બકુલા વચમાં પડી, પોતાની સોડમાં વિનુને ખેંચી લીધો અને દૂર લઇ ગઇ એટલે પ્રમોદરાય બડબડતા પોતાના ઓરડામાં પેસી ગયા, અને ધબ દઇને બારણાં વાસી દીધાં.

આ રીતે વિનુની પિતાશ્રીને રીઝવવાની યુક્તિ નિષ્ફળ ગઇ અને તેથી બબડ્યો 'કાંઇ પણ કરવા જઇએ તો શાબાશી તો ક્યાંથી મળે પણ ઉપરથી શાલ પામરીમાં જુતાં જ મળે! મારા નસીબનો દોષ!' કહી કપાળ કૂટ્યું.

ઉનાળાનો દિવસ પસાર થતાં ખૂબ વાર લાગતી હતી અને વિનુનો હંમેશનો ખટપટીઓ સ્વભાવ એને શાંત બેસી રહેવા દે તેમ ન હતો. છતાં પિતાજીની આજ્ઞા હતી તેથી ઘરમાં બેસી રહ્યા

વિના છૂટકો ન હતો. એમ કરતાં સાંજના ચારેક વાગ્યા અને પ્રમોદરાય નીચે રસોડામાં આવ્યા અને ત્યાં રસોડામાં વિનુને ડાહ્યો ડમરો બનીને ચા પીતો જોયો તેથી તેમને નવાઇ લાગી. એટલામાં બકુલા વિનુનો પક્ષ લેતાં બોલી: 'તે તમે પણ કેટલો બધો ગુસ્સો વિનુ પર કરો છો! બિચારાને આખો દિવસ ઘરમાં ગોંધી રાખો છો!'

પ્રમોદરાયને પણ લાગ્યું કે ભલેને એ બહાર જતો! કારણ કે ઘરમાં રહેશે તો વળી કાંઇ નવો ઉત્પાત કરશે અને તેથી બોલ્યા, 'જા વિનુ, રમવા જવું હોય તો જા. પણ અંધારૂ થતાં ઘરમાં પાછો આવી જજે, નહિં તો તને ઘરમાં જ પેસવા નહિં દઉં!'

વિનુને રજા મળતાં જ એ તરત દોડીને પોતાના ઓરડામાં ગયો અને મોટાભાઇના દશ રૂપિયામાંથી ખરીદેલાં બૉલબૅટ લઇને તરત પોતાના મિત્રોની શોધમાં નીકળી પડ્યો. રોજની રમતોમાં એને આજે રસ ન હતો. એણે બધાને કહ્યું, 'ચાલો આજે તો આપણે ક્રિકેટ ગ્રાઉન્ડ પર જ જઇએ. ત્યાં બૉલબૅટ રમીશું.'

કાંઇક ટીખળ કરવાનું મળશે એમ ધારી

વિનુની ટોળીએ ક્રિકેટના મેદાન તરફ કુચ આરંભી. વિનુની પાસે ફક્ત બૉલ અને બૅટ હતાં તેથી સ્ટંપ વિના શી રીતે રમવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો અને વિનુના ફળદ્રુપ ભેજાએ તરત જ ઇલાજ શોધી કાઢ્યો. મેદાનમાં ઝાડોનો ક્યાં તોટો હતો! એકાદ સારૂં ઝાડ જોઇને બધા ત્યાં ગયા અને પછી વિનુએ પોતાના ખીસ્સામાંથી ચોક બહાર કાઢ્યો અને ચોક વડે ત્રણ ઉભા લીટા ઝાડના થડ પર દોર્યા. તરત જ સ્ટંપની આકૃતિ તૈયાર થઇ ગઇ અને પછી વિનુની ટોળીએ રમતની શરૂઆત કરી દીધી. એટલામાં વિનુનો એક મિત્ર ખબર લાવ્યો કે તે દિવસે અરવિંદની છાતી પર ચઢી બેસીને વિનુએ તેને સારી પેઠે ઠોક્યો હતો તેનું વેર લેવાને આજે અરવિંદ પોતાના મિત્રોને લઇને આવવાનો છે.

'હેં, શું કહે છે?' વિનુએ પૂછ્યું.

'હા, હા, ખરી વાત. મેં પોતે તેમની બધી વાત સંતાઇને અહિંયાં આવતાં કાનો કાન સાંભળી છે,' શરદે કહ્યું.

'પેલા ભૂત જેવી તો નહિં,' ભરતે કહ્યું.

અને તરત જ બધા હસી પડ્યા.

'માર્યા! માર્યા! જોઉ તો ખરો કેવોક મારે

છે તે! એની માએ સવા શેર સુંઠ ખાધી હોય તો આવી જાય સામે,' વિનુએ ઉત્તેજિત થઇ કહ્યું.

'પણ આજે આપણી પાસે લડવાનાં કાંઇ સાધન નથી તેનું શું?' ઇશુએ પૂછ્યું.

'કેમ આ એક બેટ છે તે ઓછું છે!' વિનુ બોલ્યો. અને પછી તરવારની માફક બેટને હવામાં ફેરવવા લાગ્યો.

ઝાડપર ચઢી આમલી પીપળી રમવામાં બધા એક્કા હતા તેથી વિનુએ તેમને કહ્યું, 'શું વિચાર કરો છો? ચઢી જાવ આ ઝાડપર ને પાતળી સોટી જેવી ડાળીઓ ભાંગીને બનાવી દો લાઠી જેવી તૈયાર!'

બધા ઝટપટ ઝાડપર ચઢીને સોટીઓ ભાંગવા લાગ્યા એટલામાં દૂરથી અરવિંદ અને એની ટોળીને વિનુએ આવતી જોઇ. એણે અરવિંદના પર અચાનક હુમલો કરવાનો વ્યુહ રચવા નક્કી કર્યું અને તેથી ધીમેથી બોલ્યો, 'અલ્યા, બધા ઝાડપર જ સંતાઇને બેસી રહેજો અને હું સીટી મારૂં કે તરતજ નીચે કૂદી પડજો. અરવિંદની ટોળીની આપણે રેવડી દાણા દાણ કરી મૂકીશું.'

અરવિંદની નજર દૂરથી પોતાના પ્રતિસ્પર્ધી

પર પડતાંજ એણે એને એકલોજ જોયો તેથી એ રાજી રાજી થઇ ગયો. તેણે રસ્તામાં પડેલો એક ગોળ મટોળ જેવો પથ્થર ઉપાડી સનનન કરતો તાકીને વિનુ તરફ ફેંક્યો અને પથ્થર વિનુના પગે વાગ્યો. અરવિંદની આબાદ ચોટ લાગતાં અરવિંદના મિત્રો બોલી ઉઠયા, 'Good-Ball! ખૂબ કરી!'

વિનુ પોતાનો પગ દાબતો જમીન પર બેસી ગયો અને ઉંચી નજર કરીને ઇશારત કરી કે



ઉતાવળ કરશો નહિં. પછી જાણે ખૂબ વાગ્યું. હોય તેવો રડમશ ચહેરો કરીને એ બેસી રહ્યો. એટલામાં અરવિંદની ટોળી તેની પાસે આવી પહોંચી અને તેને ઘેરી લીધો. અરવિંદ બોલ્યો. 'કેમ છો બચ્ચાજી? શું ખાશો કોપરાપાક કે મેથીપાક?'

અને અરવિંદના શબ્દો સાંભળીને એની ટોળી ખિલખિલાટ હસી પડી. અરવિંદે પોતાના ખિસ્સા માંથી ચોકલેટ બહાર કાઢી અને પોતાની ટોળીને વહેંચી. વિજેતાની દૃષ્ટિ ફેંકી વિનુને ઠિંગો બતાવતા બધા વિનુ સામે ચોકલેટ ચૂસવા લાગ્યા. વિનુને લાગ્યું કે બધા હમણાં બેધ્યાન છે એટલે ખરો લાગ છે તેથી એણે તીણી સીટી મારી. તરત જ ધબાધબ વાંદરાની જેમ વિનુની ટોળી અરવિંદની ટોળી પર તૂટી પડી અને મારી મારીને તેમની હુસ કાઢી નાખી. અરવિંદનો કાન પકડીને વિનુએ પૂછ્યું, 'કેમ બચ્ચાજી! ગુંદરપાક કેવો લાગે છે?'

અને એમ કહીને અરવિંદના ગાલ પર એક સજ્જડ ધોલ લગાવી દીધી. અરવિંદની ટોળી ગાફેલ હતી તેથી અરવિંદે અને તેની ટોળીના બધાએ

સારી પેઠે માર ખાધો અને તેમની રેવડી દાણા દાણ થઇ ગઇ.

વિનુએ અરવિંદના ખીસ્સામાંથી બધી રહી સહી ચોકલેટો કાઢી ધીધી અને પોતાના ખીસ્સામાં ભરી દીધી અને પછી બોલ્યો: 'અરવિંદ! ચોકલેટ ખાવી છે કે ચંપલ?' અને વિનુની ટોળી હસી પડી.

અરવિંદની ટોળીને પીછેહઠ કરીને ભાગી છૂટવા સિવાય એકે ઇલાજ ન હતો અને તેથી તેઓ આખરે નાસી છૂટયા. વિનુની ટોળી તેમની પાછળ પડી પણ એટલામાં વિનુએ હુકમ કર્યો, 'અલ્યા, જવા દો એ બાયલાઓને! ચાલો આપણે આપણા દુશ્મનની પાસેથી મેળવેલી લૂંટના ભાગ પાડી ગળ્યું મોઢું કરીએ!'

વિનુની ટોળી સરદારની આજ્ઞા પ્રમાણે પાછી ફરી. વિનુએ તેમને બધાને ચોકલેટ વહેંચી દીધી અને પછી બધા હસતા ખેલતા ઘર તરફ રવાના થયા.

બીજા દિવસથી શાળામાં રજા પડવાની હતી તેથી બધા સવારના પહોરમાં શાળામાં ગયા. શાળાના આચાર્યે બધા વિદ્યાર્થીઓને શાળાના

ચોગાનમાં બેસાડીને પોતાનું પ્રવચન શરૂ કરતાં કહ્યું : 'વહાલા વિદ્યાર્થી બંધુઓ, આવતી કાલથી આપણી શાળા ઉનાળાની લાંબી રજા માટે બંધ થશે. આજનો દિવસ છેલ્લો છે અને તેથી તમને બેચાર શબ્દો કહેવાનું મને મન થાય છે. જૂઓ, તમારામાંના કેટલાક વિદ્યાર્થીઓ પાસ થયા છે, કેટલાકને પ્રમોશનો મળ્યા છે અને કેટલાક નાપાસ થવાથી તેજ વર્ગમાં રહ્યા છે. જે વિદ્યાર્થીઓ ઉપર ચઢ્યા છે તેમણે પોતાનો અભ્યાસ વધુ સુંદર બનાવવા રજાનો સદુપયોગ કરવાનો છે અને જે જે વિદ્યાર્થીઓ નાપાસ થયા છે તેમણે પોતાનો અભ્યાસ રજા દરમિયાન સુધારવાને માટે મહેનત કરવાની છે. રજા પછી જ્યારે શાળા ખૂલશે ત્યારે નાપાસ થયેલાઓની ફરીથી પરીક્ષા લઈશું. જેમનો જેમનો અભ્યાસ સંતોષકારક લાગશે તેમને ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવશે. ('Hear Hear' સાંભળો સાંભળોના અવાજો ) આ તો આપણી શાળાની વાતો થઈ પણ હવે હું દેશના વાતાવરણ વિષે કાંઈક કહીશ. તમો બધા જાણો છો કે હાલમાં આપણા દેશમાં આપણા કમનસીબે હિંદુ મુસ્લીમ હુલ્લડો જાગ્યાં છે. શહેરોમાં હિંદુ મુસ્લીમો એકબીજાનાં ગળાં

કાપે છે અને આ રીતે એની લડાઇમાં ત્રીજો જમી જાય છે. આમ ભાઇ ભાઇની મારામારી થાય છે તે આપણું દુર્ભાગ્ય છે. શું હિંદુ કે મુસ્લીમ, શું પારસી કે ઇશાઇ બધા જ એકજ મહાન પિતાના પ્યારા પુત્રો છે. તો પછી લડાઇ શા માટે? મારી તમને સૌને વિનંતિ છે કે તમે બધા પ્રતિજ્ઞા લો કે અમો ભાઇ ભાઇમાં કદી વેર કરીશું નહિં, લડશું ઝઘડશું નહિં પણ આપસ આપસમાં સંપીને રહીશું અને સાથે જીવીશું, સાથે મરીશું.'

તાળીઓની ગગનભેદી ગર્જના વચ્ચે આચાર્યે પોતાનું સ્થાન લીધું તેવામાં દૂરને ખૂણેથી એક અવાજ આવ્યો: 'સાહેબ, સાહેબ' અને તરતજ ત્યાંથી એક વિદ્યાર્થીએ દોડતા આવીને આચાર્યના પગ પકડી લીધા. બધાની નજર વિનુ પર પડતાં જ બધા સ્તબ્ધ થઇ ગયા. આચાર્યે વિનુને પોતાની પાસે બેસાડીને પ્રેમપૂર્વક પૂછ્યું, 'શું કહેવું છે તારે, વિનુ?'

વિનુ પહેલીથી તે સાતમી ચોપડી સુધીના એકે એક શિક્ષક સુધી પ્રખ્યાત હતો અને આચાર્ય પાસે પણ તેને અનેકવાર નાના મોટા અપરાધો માટે જવું પડયું હતું તેથી આચાર્ય તેને ઓળ-

ખતા હતા. આચાર્યની પોતાની એવી ચીવટ હતી કે શાળાના એકે એક વિદ્યાર્થીને ઓળખવો જોઇએ અને તેથી વહાલથી વિનુની પીઠ પસવારવા લાગ્યા.

વિનુ રડી પડ્યો. રડીને એનું હૈયું હલકું પડયું ત્યારે એ બોલ્યો, 'સાહેબ, મને આપને ઠીક લાગે તે સજા કરો. કાલે મે અરવિંદને ખૂબ માર્યો છે. તે પહેલાં પણ ઘણીવાર મેં અરવિંદને માર્યો છે. આપના આજના ઉપદેશથી મારી ભૂલ મને સમજાઇ છે. તેથી આપની માફી માગુ છું અને અરવિંદ પણ મને માફ કરે!'

ગળગળે સાદે વિનુના પશ્ચાતાપભર્યા શબ્દો સાંભળી અરવિંદને પણ પોતે ગઇ કાલે મારા મારીની પહેલ કરેલી તે યાદ આવતાં એ શરમિંદો બની ગયો. તરતજ પોતાની જગાએથી ઉઠીને આચાર્ય પાસે આવીને એ બોલ્યો, 'સાહેબ, વિનુને મારવાની શરૂઆત મેં જ કરી હતી. મેં જ એના પગમાં એક પથ્થર માર્યો હતો અને પછી વિનુએ વેર લીધું તેમાં એનો દોષ નથી. દોષ મારો છે માટે મને માફ કરો.' એમ કહેતો વિનુને ભેટી પડતો અરવિંદ બોલ્યો:

'વિનુ, માફ કરજે મને.'

અને આમ પરસ્પર વિરોધી બે તત્વોને આ રીતે એકરૂપ બનતાં જોઇ બધાની દ્રષ્ટિ તેમના પર ઠરી ગઇ.

આચાર્યે બન્નેને સાંત્વન આપ્યું અને આ પ્રમાણે ભાઇચારો કેળવવાને ફરી ફરી વાર તેમને બધાને સૂચન આપ્યું. પછી શાળાનો ઘંટ વાગતાં શાળા છૂટી અને બધા ઘેર ગયા.

શાળાના ચોગાનમાં ઉપરોક્ત ઘટના બનતી હતી તે વખતે વિનુના પિતા પ્રમોદરાય ત્યાંથી પસાર થતા હતા. તેમણે પોતાના પુત્રના પશ્ચાતાપની કથની કાનોકાન સાંભળી અને તેથી તેમને પણ આત્મસંતોષ થયો. તેઓ ઉતાવળે પગલે ઘેર આવીને બોલ્યા:

'બકુલા, આજે તો કાંઇક મિષ્ટાન્ન થવા દેજે!'

'કેમ શું છે આજે?' બકુલાએ પૂછયું.

'તારા લાડકા વિનુનો જન્મ દિવસ,' પ્રમોદરાય બોલ્યા અને પછી બધું બકુલાને સવિસ્તર કહ્યું ત્યારે બકુલાનો માતૃપ્રેમ ઉભરાઇ આવ્યો. એણે વિનુને ઘરમાં દાખલ થતો જોતાં જ તેને પોતાની કોટે વળગાડી દીધો અને બચ્ચીઓ ભરી. તે દિવસે બધાંને મિષ્ટાન્ન મળ્યું!

રાત્રે રોજના નિયમ પ્રમાણે આચાર્ય પોતાની નોંધપોથી લખવા બેઠા ત્યારે દિવસનો બનાવ તેમની નજર તરી આવ્યો અને તેમણે લખ્યું, 'બાળકોનું પણ મનોરાજ્ય હોય છે તે નિ:શંક છે. એમના અહંની સામે ન થતાં તેની ક્રિયા વિક્રિયા-ને દૂરથી તપાસો અને પરિણામ આજનો આપણો અડીખમ વિનુ !........'

આચાર્યની આંખમાં આનંદનાં અશ્રુ ઉભરાઇ ગયાં અને તેમણે નોંધપોથી બંધ કરી.

રજાઓમાં વિનુએ ધ્યાન દઇને વાંચ્યું અને શાળા ઉઘડતાં જ ફરીથી પરીક્ષા લેવાઇ તેમાં એ પાસ થઇને ઉપલા વર્ગમાં ગયો. એનું મન અભ્યાસ તરફ વળ્યું.

એનું એ પરિવર્તન જોઇ પ્રમોદરાયને ખૂબ સંતોષ થયો.

☆ સમાપ્ત ☆

કિશોર સાહિત્યમાં
અનોખી ભાત પાડતી



# મઝેદાર કહાણીમાળા



પુષ્કળ ચિત્રો સાથે કિશોર જગતના
અવનવાં પરાક્રમો રજૂ કરતી
ગુજરાતની અજોડ ગ્રંથાવલિ



એનું પહેલું પુસ્તક
તમારા હાથમાં છે.
એવાં જ રસિક ને
મઝેદાર બીજાં પુસ્તકો

માટે લખો:

☆ બાલવિનોદનાં પ્રકાશનો માટે ☆

# વિદ્વાન વિવેચકો શું કહે છે!



બાલકોના પાઠ્ય પુસ્તકો સિવાયના વાંચનને માટે આવું વિસ્તૃત બાલસાહિત્ય યોજનાબદ્ધ ઉપજી શક્યું છે, એ સફળતા જેવી તેવી નથી જ. પુસ્તકમાળાઓનો બાહ્યઆકાર–Get up પણ આંખે ઊડીને વળગે એવો આકર્ષક છે. અને બાલકો પ્રથમ તો આકર્ષક વસ્તુ જ માગે છે. રમણલાલ વસંતલાલ દેસાઈ એમ. એ.



સુશોભન અને સંખ્યાબંધ ચિત્રો તેમજ આકર્ષક રૂપરંગના વિષયમાં 'બાલવિનોદમાળા'નાં પુસ્તકો આપણા બાલસાહિત્યના અત્યાર સુધી પ્રગટ થયેલા ગ્રંથોમાં સહેજે પહેલું સ્થાન લઈ જાય તેવાં છે. જ્યોતિન્દ્ર હ. દવે એમ. એ.



બાલવિનોદમાળાનાં રમકડાં જેવાં રૂપાળાં પુસ્તકો બાલકોમાં ખૂબ લોકપ્રિય થયાં છે. પુસ્તકોનાં રૂપરંગ આ જાતની ઈંગ્રેજી ચોપડીઓની બરોબરી કરે તેવાં છે. નવલરામ જ. ત્રિવેદી એમ. એ.



શક્ય તેટલું વૈવિધ્ય જાળવવાનો સફળ પ્રયાસ આ રૂપેરંગે સોહામણાં લઘુ પુસ્તકોમાં મૂર્ત થયો છે. પુસ્તકોનો ઉઠાવ-બાલકોને પસંદ પડી જાય તેવો મોહક કરવાની તેમજ બાલમાનસને અનુકૂળ સામગ્રી પીરસવાની દ્રષ્ટિ તથા આવડત આ માળાના સંપાદકોમાં છે એ તો સહેજે કળાઈ જાય છે. અનંતરાય રાવળ એમ.એ.



આકર્ષક રૂપરંગ, મનોહર, ઉઠાવ, સંખ્યાબંધ સંવાદી ચિત્રો, આંખને ઊડીને વળગે એવું સ્વચ્છ મુદ્રણ અને તે સાથે બાળકો સમક્ષ રજૂ થતાં વાસ્તવદર્શન અને વિષય વૈવિધ્ય ઇત્યાદિ તત્વોને લઈને શ્રી. નાગરદાસ ઇ. પટેલ સંપાદિત પુસ્તકોએ આજના બાલજગતને કબજે કર્યું છે એમ કશી પણ અતિશયોક્તિ વિના કહેવું પડશે. હરિલાલ પંડ્યા એમ. એ.